# નીતિવાચનમાળા.

પુસ્તક ૪ થું.


કર્તા.

ડાહ્યાલાલ વ્રજલાલ પંડિત.

# નીતિવાચનમાળા.

પુસ્તક ૪ થું.



કર્તા,

રાધાલાલ વ્રજલાલ પંડિત.

---

કિંમત રૂ ૦-૯-૦

# અનુક્રમણિકા.

**નીતિવાચનમાળાને નીચેની સંસ્થાઓ તરફથી ઉદાર આશ્રય મળ્યો છે.**

1. સેન્ટ્રલ લાયબ્રેરી ડિપાર્ટમેન્ટ—વડોદરા
2. જુનાગઢ રાજ્યનું કેળવણી ખાતુ.

નીતિ સીડી સ્વર્ગની,
ચડે સુચતુર સુજાણ;
વાસ હોય વૈકુંઠમાં,
પવિત્ર તેના પ્રાણ.

છોટમ કવિ.

માબાપની ભક્તિ.

કર સેવા માબાપની, એજ તીર્થનું સ્થાન;
અન્ય તીર્થ આઘાં અને, સમીપ તીર્થ એ જાણ.

દલપતરામ.

# નીતિવાચનમાળા.

## પુસ્તક ૪ થું.



### પાઠ ૧. નાનક.

આજથી ચારસો વરસ પહેલાં પંજાબમાં નાનક નામના એક સંત પુરુષ થઇ ગયા. તેમના વખતમાં આખા દેશમાં હિંદુ મુસલમાનો વચ્ચે ધર્મ સંબંધી ઘણા ઝઘડા ચાલતા હતા. નાનકને આ કુસંપ જોઈ ઘણું દુઃખ લાગ્યું. મૂળથીજ તેઓ વૈરાગ્યવૃત્તિના હોવાથી હિંદુ મુસલમાનોને ધર્મનો સામાન્ય ઉપદેશ આપી એ ઝઘડાઓ બંધ પાડવાનો તેમણે નિશ્ચય કર્યો.

નવ વરસની ઉંમરે તેમને જનોઈ દેવાનો પ્રસંગ આવ્યો. તેમનાં માબાપે ભારે ખર્ચ કરી એ પ્રસંગે ઘણી ધામધૂમ કરી. બધી ક્રિયા થઈ રહ્યા પછી પુરોહિતે નાનકના ગળામાં જનોઈ પહેરાવવા માંડી. પણ આમ જનોઈ ધારણ કરી કેવળ હિંદુ બની જવું એ તેમને ઠીક ન

લાગ્યું. તેમણે કહ્યું હું તો હિંદુ મુસલમાન બંનેને સરખા ગણું છું ને એ [illegible]ને ધર્મનો એક સરખો ઉપદેશ આપવાની મારી ઇચ્છા છે તેથી આવું જનોઈ ધારણ કરવાની મને જરૂર નથી. નાનકના આ શબ્દો સાંભળી બધાં માણસો દીલગીર થયાં ને તેમનાં માબાપના શોકનો તો પારજ ન રહ્યો. તેઓ નાનકના હઠીલા સ્વભાવને મૂળથીજ ઓળખતાં હતાં. આવી હઠ પકડી દીકરો જનોઈ ધારણ ન કરે તો આચારથી ભ્રષ્ટ થવાનો, નાતમાંથી દૂર રહેવાનો ને લોકોમાં નિંદા થવાનો તેમને ઘણો ડર લાગ્યો.

થોડી વાર સુધી આમ વિચાર કર્યા પછી માએ તેમને ગળગળાં થઇને કહ્યું, દીકરા, તું આમ છેક ગાંડો ન થા. આપણા કુળમાં ચાલતા આવેલા રિવાજને આમ છેક તરછોડી ન નાખ. જો તું જનોઈ ધારણ નહિ કરે તો અમારે નાત બહાર રહેવું પડશે ને લોકનાં મેણાં સાંભળવાં પડશે. માટે ભાઈ, તું તારાં ગરીબડાં માબાપને ખાતર આવી હઠ છોડી દઈ જનોઇ ધારણ કર. દીકરા, શું તું અમારા દુ:ખની જરાએ દરકાર નહિ કરે? પાષાણ હૃદયના પુત્રને પણ માતાનાં આવાં વચનની અસર થયા વિના ન રહે, તો પછી નક જેવા કોમળ હૃદયના પુત્ર વિષે તો પૂછવુંજ શું? માબાપને સુખ આપવાને ખાતર તેમની ઇચ્છાને માન પી તેમણે જનોઇ પહેરી લીધું. આથી તેમનાં માબાપને

ઘણો આનંદ થયો. આ મહાપુરુષે સ્થાપેલો સંપ્રદાય શીખ ધર્મને નામે ઓળખાય છે.

---

**પ્રશ્નો.**

૧ નાનકને નાનપણમાં કેવી ઇચ્છા હતી?
૨ તેમણે શામાટે જનોઈ ધારણ કર્યું નહિ?
૩ માતાએ તેમને શું કહ્યું?
૪ તેમણે પાછળથી જનોઈ કેમ પહેરી લીધું?

---

# પાઠ ૨. શ્રી શંકરાચાર્ય.

પ્રાચીન કાળમાં આપણા દેશમાં શ્રી શંકર નામે એક મહાસમર્થ આચાર્ય થઈ ગયા. હિંદુ લોકો તેમને શ્રી શિવનો અવતાર માને છે. પાંચમે વર્ષે જનોઈ દઈ તેમને ગુરુને ત્યાં વિદ્યાભ્યાસ કરવા મૂકયા હતા. સાત વર્ષ ત્યાં રહી તેમણે સઘળી વિદ્યાનો અભ્યાસ કરી લીધો. લોકોને ધર્મનો સત્ય ઉપદેશ આપી તેમનું કલ્યાણ કરવાને માટેજ પોતે અવતાર ધારણ કરેલો હોવાથી સંન્યાસી થવા માટે તેમણે માતાની રજા માગી. પુત્રની આવી ઇચ્છા જાણી માતાને ઘણું દુઃખ થયું. તેમણે કહ્યું, દીકરા, તું સંન્યાસી બનવાની વાત છોડી દે. સંસારમાં રહી સઘળાં સુખ ભોગવ

ને લોકોને ઉપદેશ પણ કર. મારે તું એકજ પુત્ર છે, તેથી જો તું સંન્યાસી બની ચાલ્યો જાય તો પછી મારી સંભાળ કોણ લે? ને હું મરણ પામું ત્યારે મારી ઉત્તર ક્રિયા કોણ કરે ?

શ્રી શંકરે કહ્યું, માતાજી, આપ કોઈ જાતની ફીકર ન કરો. આપણાં સગાંવહાલાં તમારી સંભાળ રાખશે, ને તેઓ તમને અગ્નિસંસ્કાર પણ કરશે. પુત્રનાં આવાં વચન સાંભળી માતાએ કહ્યું, બેટા, મારો દેહ પડે ત્યારે તારે હાથેજ મને અગ્નિસંસ્કાર થાય એવી મારી ઇચ્છા છે. શું તું મારી આટલી ઇચ્છા પણ પૂરી નહિ પાડે? માતાનાં આવાં દીન વચન સાંભળી શ્રી શંકરનું હૃદય ભરાઇ આવ્યું. ગમે તેવું સંકટ સહન કરીને પણ મારે માતાની ઇચ્છા પૂર્ણ કરવીજ જોઇએ એમ વિચાર કરી તે બોલ્યા, માતાજી, જો તમારી એવીજ ઇચ્છા છે તો ભલે. તે પ્રમાણે વર્તવા હું કબુલ થાઉં છું. જ્યારે તમે મને સંભાળશો ત્યારે હું ગમે ત્યાંથી આવીને તમારી સેવામાં હાજર થઈશ, ને મારા હાથેજ તમને સર્વ સંસ્કાર કરીશ. આ પ્રમાણે માતાના મનનું સમાધાન કરી તેમની રજા લઈ શ્રી શંકર સંન્યાસી થયા. જ્યારે માતાનો અંત સમય પાસે આવ્યો ત્યારે તેમણે પુત્રનાં દર્શન કરવાની ઇચ્છા કરી. તે વખતે

શ્રી શંકર ત્યાં આવી હાજર થયા ને માતાને સઘળા સંસ્કાર કરી પછી ત્યાંથી ચાલતા થયા.

---

પ્રશ્નો.

૧ શ્રી શંકર શામાટે સંન્યાસી થયા હતા?
૨ માતાએ તેમને શું કહ્યું?
૩ તેમણે માતાના મનનું સમાધાન શી રીતે કર્યું?
૪ માતાને સઘળા સંસ્કાર તેમણે પોતાના હાથે કેમ કર્યા?

---

# પાઠ ૩. શ્રવણ મુનિ.

પૂર્વે શ્રવણ નામના એક મુનિ હતા. તે હંમેશાં પોતાનાં માબાપની સેવાચાકરી કરતા, તેમની આજ્ઞા પાળતા ને તે રાજી રહે તેમ વર્તતા. એક વખત તેમનાં માબાપને યાત્રા કરવાની ઇચ્છા થઈ. પણ તે ઘરડાં ને આંધળાં હોવાથી શું કરે? તેમની એ ઇચ્છા શ્રવણના જાણવામાં આવી એટલે તેમણે તે પૂરી પાડવાનો નિશ્ચય કર્યો.

મુનિએ પછી એક કાવડ તૈયાર કરી તેમાં પોતાનાં માબાપને બેસાડયાં. એ કાવડ ખભે ભેરવી તેઓ જુદાં જુદાં તીર્થોમાં ફરવા લાગ્યા. રસ્તામાં થાકતા ત્યારે કોઇ ગામમાં

મુકામ કરતા ને ભિક્ષા માગી લાવી પ્રથમ માબાપને જમા-ડી પછી પોતે જમતા. આવી રીતે ફરતા ફરતા તે જંગલ-માં જઈ ચઢયા. સૂર્ય આથમ્યો એટલે તેમણે એક ઝાડ નીચે મુકામ કર્યો. પછી તેઓ માબાપને પાવા માટે પાસે-ના તળાવમાં પાણી ભરવા ગયા.

આ વખતે શિકારે નીકળેલા દશરથ રાજા તળાવ કિનારે ફરતા હતા. શ્રવણે પાણીમાં લોટો ભર્યો તેનો અવાજ થયો. એ કોઈ પ્રાણીનો અવાજ હશે એમ ધારી રાજાએ બાણ માર્યું. એ બાણ શ્રવણ મુનિને વાગ્યું, તેથી તે ચીસ પાડી જમીન પર પડયા. તેમની એ ચીસ સાંભળી દશરથ રાજા ચમકયા. દોડીને ત્યાં જઈ જુએ છે તો તે-મણે મુનિને ઘાથી પિડાતા જોયા. રાજાને ઘણો પસ્તાવો થયો ને તેમણે કરગરીને મુનિ પાસે ક્ષમાની યાચના કરી. મુનિએ કહ્યું, મહારાજ, એમાં આપનો જરાએ દોષ નથી. આપ પશ્ચાત્તાપ ન કરો. આ લોટામાં પાણી ભરી પેલા ઝાડ નીચે મારાં આંધળાં માબાપ બેઠાં છે તેમને પાણી પાઓ.

રાજા પાણી લઈ ઝાડ નીચે ગયા ને તેમણે શ્રવણનાં માબાપને સર્વ હકીકત કહી. પુત્રના મરણના સમાચાર સાંભળી તે ઘણું કલ્પાંત કરવા લાગ્યાં. તે બોલ્યાં, અમારો શ્રવણ ગયો તો હવે અમારે જીવીને શું કામ છે? રાજાએ તેમને ઘણો દિલાસો આપ્યો તોપણ તે શાન્ત થયાં નહિ ને

પુત્રના વિયોગદુઃખથી ઝૂરીઝૂરીને મરણ પામ્યાં.

---

પ્રશ્નો.

૧ શ્રવણનાં માબાપને શી ઇચ્છા થઈ?
૨ શ્રવણે તે શી રીતે પુરી પાડી?
૩ મુનિનું મોત શાથી થયું?
૪ તેમનાં માબાપ શાથી મરણ પામ્યાં?

---

# પાઠ ૪. એક ઋષિની વાત.

પૂર્વે યાયાવર મુનિના વંશમાં જરત્કારૂ નામના એક મહામુનિ થઈ ગયા. તેઓ બ્રહ્મચારી ને મહાતપસ્વી હતા. લગ્ન કરી સંસાર ભોગવવાની તેમને બીલકુલ ઇચ્છા ન હતી. તેઓ હંમેશાં તપમાંજ મગ્ન રહેતા. એક વખત તેઓ તીર્થ યાત્રાંમાં ફરતા હતા, તે વખતે તેમના જોવામાં એક ખાડો આવ્યો. તે બહુ ગંધાતો હતો ને તેમાં કેટલાક ઝેરી સર્પો ભરાઈ રહ્યા હતા. તેમાં કેટલાક મુનિઓ ઉંધે માથે લટકતા હતા. આ જોઈ મુનિની લાગણી દુખાઈ ને તેમની આંખોમાંથી આંસુ નીકળી પડયાં. તેમણે પૂછયું, આપ કોણ છો? શા માટે આવી દુઃખી સ્થિતિ ભોગવો છો?

પેલા મુનિઓએ જવાબ દીધો, હે દયાળુ મુનિ, અમારૂં દુઃખ જાણવાથી આપને શો લાભ થવાનો છે? છતાં આપની ઇચ્છાજ હોય તો સાંભળો.

અમે સર્વ યાયાવર વંશના પૂર્વજો છીએ. હે મુનિ, અમારો વંશ હવે નાશ થવાની તૈયારીમાં છે. તેથી અમારી આવી અધોગતિ થઈ છે. અમારા વંશમાં જરૂત્કારૂ નામનો એક પુત્ર છે. તે કેવળ બ્રહ્મચર્ય પાળી તપજ કર્યા કરે છે ને લગ્ન કરી પુત્ર ઉત્પન્ન કરતો નથી. તેથી તેના મરણ પછી અમારો વંશ નિર્મૂળ થશે. આ દુઃખથી અમે આ ખાડામાં પિડાઈએ છીએ. હે મુનિ, આપ કોણ છો તે કૃપા કરી અમને કહો. જરૂત્કારૂ ગળગળા થઈ બોલ્યા, મારૂં નામજ જરૂત્કારૂ છે. આપ સઘળા મારા પિતૃઓ છો. હે પિતૃઓ, હવે મારો અપરાધ ક્ષમા કરો ને મને આજ્ઞા આપો, કે હવે મારે શું કરવું? પિતૃઓ પ્રસન્ન થઈ બોલ્યા, બેટા, અમને દુર્ગતિથી બચાવવા સારૂ તું લગ્ન કરી વંશનો વેલો વધાર; કારણ કે પુત્રવાન પુરુષની જેવી સદ્‌ગતિ થાય છે તેવી સદ્‌ગતિ ઘણા વર્ષના તપના ફળથી પણ પુત્ર વિનાના પુરુષની થતી નથી. એટલા માટે હે પુત્ર, અમારી આજ્ઞા છે કે તું લગ્ન કરી પુત્ર ઉત્પન્ન કર.

પિતૃઓની આજ્ઞા માની સંસાર ભોગવવાની ઇચ્છા નહિ હોવા છતાં, જરૂત્કારૂએ પોતાના નામની એક નાગ

કન્યા સાથે લગ્ન કર્યું. એ કન્યાને પેટે એક પુત્રનો જન્મ થયો એટલે તરત મુનિ કઠોર તપશ્ચર્યા કરવા માટે વનમાં ચાલ્યા ગયા.

---

### પ્રશ્નો.

૧ જરત્કારૂ મુનિ કેવું જીવન ગુજારતા હતા?
૨ ખાડામાં તેમણે શું જોયું? એ મુનિઓ કોણ હતા?
૩ પિતૃઓએ મુનિને શી આજ્ઞા આપી?
૪ મુનિએ એ આજ્ઞા શી રીતે પાળી?

---

## પાઠ ૫. માબાપની સેવા.

બરવા-પીલુ.

માતપિતાને નમન નિત્ય કરીએ;
કેમ કહો ઉપકાર વીસરીએ? ટેક.

પાલણપોષણ પ્રેમે કરે છે;
બાળકને ઠીક દેખી ઠરે છે. માતપિતાને.

વેઠ વિપત્તિ પડે તે અપાર;
થાવા ન દે દુઃખ લગાર. માતપિતાને.

સંકટ આપણનાં સહુ કાપે;
આનંદ લાખ ઉપાયથી આપે. માતપિતાને.

સાચી શિખામણ ખાંતથી કરતાં;
આપણનાં દુઃખ દેખીને ડરતાં. માતપિતાને.

ભણતર ભાવ ધરીને ભણાવે;
જોર જુલમ તજવાનું જણાવે. માતપિતાને.

અકલ વધારે બધે લાભકારી;
બોલીએ ચાલીએ વાત વિચારી. માતપિતાને.

વિનય વિવેક વધે છે વધારે;
એ માતતાતને સબળે સુધારે. માતપિતાને.

ચિંતા કરે ચિત્તમાં જે અમારી;
એ માતતાત તણી બલિહારી. માતપિતાને.

હુકમ કરે તે કરો કરજોડી;
એના વિના આપણું મૂલ કોડી. માતપિતાને.

માતપિતાનું કહ્યું જે ન માને;
નરક વિષે તે પડે અભિમાને. માતપિતાને.

કેશવકૃતિ.



# ગુરુભક્તિ.

પરમ ગુરુનાં પદકમલ, વંદો વારંવાર;
તિમિર ટળે અંતર તણું, મનના મટે વિકાર.

છોટમ કવિ.



# પાઠ ૬. ગુરુ અંગદસાહેબ.

**શીખ** ધર્મના સ્થાપનાર ગુરુ **નાનકસાહેબ** વિષે એક વાત તમને પાછળ કહેવામાં આવી છે. એ **ગુરુસાહેબ** પાસે કેટલાક શિષ્યો હતા. તેમાંના એકનું નામ **લહના** હતું. **લહના** વૈષ્ણવ ક્ષત્રિય હતો. એક વખતે તે ગુરુસાહેબનાં દર્શન કરવા આવ્યો ત્યારથી તેમનો શિષ્ય બન્યો હતો. આ શિષ્યો ઉપરાંત ગુરુસાહેબને બે પુત્રો પણ હતા. સર્વમાં **લહના** ગુરુની સેવા બહુ અચ્છી રીતે કરતો. આથી ગુરુસાહેબનો તેના પર ઘણો પ્રેમ હતો.

એક વખત ગુરુસાહેબ રસ્તા પર થઈ જતા હતા, તે વખતે તેમની સાથે તેમના બે પુત્રો ને શિષ્ય **લહના** ચાલતા હતા. ચાલતાં ચાલતાં ગુરુસાહેબના હાથમાંથી પત્થરનો એક સુંદર પ્યાલો સરી નીચે ખાડામાં પડયો. એ ખાડામાં ઘણો કાદવકીચડ હતો. પ્યાલો કાઢી લાવવા ગુરુસાહેબે પોતાના પુત્રોને આજ્ઞા કરી. તેઓ કાદવકીચડથી ડરી જાતે પ્યાલો લેવા ગયા નહિ પણ નોકરને બોલાવવા દોડયા. આ જોઈ **લહના** પોતાના શરીર ઉપરનાં કપડાં પણ ઉતાર્યા વિના ખાડામાં ઉતરી પ્યાલો કાઢી લાવ્યો, ને તે સાફ કરી ગુરુસાહેબના હાથમાં મૂકયો.

આ સિવાય બીજા ઘણા પ્રસંગોએ **લહનાએ** ઉત્તમ

પ્રકારની ગુરુભક્તિ બતાવી હતી. એક વખત ગુરુસાહેબના બિછાના પર એક મરેલો ઉંદર પડ્યા હતો. એ ઉઠાવી લેવા-ને ગુરુસાહેબે પોતાના પુત્રોને કહ્યું. તેઓ તો નોકર પાસે કઢાવવાની તજવીજ કરવા લાગ્યા. લહના તે વખતે ત્યાં હાજરજ હતો. તેણે ઉંદરને પકડી બહાર ફેંકી દીધો. લહનાની આવી ઉમદા ભક્તિથી પ્રસન્ન થઈ ગુરુસાહેબે પોતાની ગાદી પોતાના પુત્રોને ન આપતાં લહનાનેજ આપી. આ લહના પાછળથી ગુરુ અંગદસાહેબના નામથી પ્રસિદ્ધ થયો.

---

### પ્રશ્નો.

૧. લહના કેવી રીતે ગુરુસાહેબનો શિષ્ય બન્યો હતો?
૨. ગુરુસાહેબ તેના પર વધારે પ્રેમ કેમ રાખતા?
૩. કયા કયા પ્રસંગોએ તેણે ગુરુની આજ્ઞા તત્કાળ પાળી?
૪. ગુરુસાહેબે તેને પોતાની ગાદી કેમ આપી?

---

## પાઠ ૭. કૃષ્ણદાસ.

આજથી લગભગ ૪૫૦ વર્ષ પહેલાં વલ્લભાચાર્ય નામ-ના એક મહાન આચાર્ય થઈ ગયા. તેમણે સ્થાપેલો પંથ

વૈષ્ણવ ધર્મને નામે સુપ્રસિદ્ધ છે. એ અચાય એક વખત ગંગાકિનારે પધાર્યા હતા. ત્યાં તેઓ રાત્રે પોઢ્યા હતા ને કૃષ્ણદાસ નામના શિષ્ય તેમના પગ ચાંપતા હતા, તે વખતે આચાર્યને તાજા મમરા આરોગવાની ઇચ્છા થઈ. તેમની એ ઇચ્છા કૃષ્ણદાસના જાણવામાં આવી. તેમણે ગુરુની ઇચ્છા પૂર્ણ કરવાનો નિશ્ચય કર્યો.

પછી જ્યારે ગુરુ નિદ્રાવશ થયા ત્યારે કૃષ્ણદાસ ઊઠી મમરાની તપાસ કરવા લાગ્યા. તે વખતે નદીના સામા કિનારે લીલી ડાંગરના ક્યારડા હતા. ત્યાં અજવાળું દેખાતું હતું. એ અજવાળાની અટકળ બાંધી અંધારી રાતે કૃષ્ણદાસ ગંગામાં પડ્યા ને તરતા તરતા સામા કિનારે પહોંચી ગયા. પછી ખેતરના ધણીને જગાડી તેને મોંમાગ્યા દામ આપી તેમણે થોડી ડાંગર લીધી. પછી ગામમાં જઈ ભાડભુંજાને જગાડી તેને પૈસા આપી ડાંગરના મમરા તૈયાર કરાવ્યા. પછી એ મમરા લઈ નદી ઓળંગી પાછા ગુરુ પાસે આવી પહોંચ્યા. જ્યારે ગુરુ જાગ્યા ત્યારે કૃષ્ણદાસે તેમની આગળ પેલા મમરા ધર્યા ને તે આરોગવાની વિનતિ કરી. આ મમરા તમે ક્યાંથી આણ્યા એમ ગુરુએ તેમને પૂછ્યું. એ ઉપરથી કૃષ્ણદાસે તેમને બધી હકીકત કહી સંભળાવી. કૃષ્ણદાસનો આવો પ્રેમ જોઈ ગુરુ પ્રસન્ન થયા ને તે તેમને આશીર્વાદ દીધો. કહે છે, કે કૃષ્ણદાસને ત્યારથી

ઇશ્વરની શુદ્ધ ક્તિ પ્ર થઈ.

### પ્રશ્નો.

૧ આચાર્યને શી ઇચ્છા થઈ?
૨ કૃષ્ણદાસે એ ઇચ્છા શી રીતે પુરી કરી?
૩ તેમને ઇશ્વરની શુદ્ધ ભક્તિ શાથી પ્રાપ્ત થઈ?

## પાઠ ૮. આરૂણિ.

**આરૂણિ** નામનો એક છોકરો હતો. તે એક ઋષિ પાસે રહી વિદ્યાભ્યાસ કરતો હતો. પોતાના શિષ્યો મહેનતુ, સહનશીલ ને જબરા થાય એવી ઋષિની ઇચ્છા હતી. તેથી તેઓ કોઈ કોઈ વખત પોતાના શિષ્યોને જાતમહેનતનું કામ પણ સોંપતા.

એક વખત એમણે **આરૂણિને** ખેતરની પાળ બાંધવાનું કામ સોંપ્યું. ખેતરમાંથી પાણી બહાર નીકળી જાય નહિ માટે પાળ બાંધવાની હતી. ગુરુની આજ્ઞા પ્રમાણે **આરૂણિ** ખેતરમાં પાળ બાંધવા માટે ગયો. ઘણી મહેનત કરી તેણે પાળ બાંધી પણ પાણીના જોસથી તે તૂટી ગઈ. વળી પાછી વધારે માટી નાખી તેણે ફરીથી પાળ બાંધી,

પણ તેથી પાણીનો અટકાવ ન થયો. હવે **આરૂણિએ** વિચાર કર્યો, કે આમ કરવાથી પાણી ખળશે નહિ. જો હું પાળ બાંધ્યા વિના ઘેર જઈશ તો ખેતરમાંથી બધું પાણી બહાર નીકળી જશે ને તેથી પાકને નુકસાન થશે. વળી ગુરુની આજ્ઞા ન પાળું તો હું મોટો પાપી કહેવાઉં. માટે કોઈ પણ રીતે મારે પાણી અટકાવી ગુરુની આજ્ઞા પાળવી જોઈએ. આમ વિચાર કરી તેણે એક યુક્તિ શોધી કાઢી. જ્યાં થઈને પાણી નીકળી જતું હતું, તે જગા પર પોતે સૂઈ ગયો. આથી પાણી બહાર જતું અટકી ગયું.

સાંજ સુધી **આરૂણિ** ઘેર ન ગયો તેથી ગુરુને ચિંતા થઈ. તેઓ બીજા શિષ્યો સાથે **આરૂણિની** શોધમાં નીકળ્યા. ગુરુને આવતા જોઈ **આરૂણિ** ઉભો થઈ તેમને પગે લાગ્યો. ગુરુના પૂછવાથી પોતે શા માટે સૂઈ રહ્યો હતો તે તેણે કહી દીધું. તેની આવી ભક્તિ જોઈ ગુરુ પ્રસન્ન થયા. તેમણે **આરુણિને** વહાલથી છાતી સાથે ચાંપી કહ્યું, પુત્ર, તેં મારી આજ્ઞા પાળવા ખાતર આટલું બધું દુઃખ વેઠ્યું તેથી હું તારા પર પ્રસન્ન થયો છું. તારી આ ભક્તિને માટે હું તને શું આપું? માત્ર એટલુંજ કહું છું કે તારૂં કલ્યાણ થાઓ ને તારી વિદ્યા હંમેશાં તાજી રહો.

---

## પ્રશ્નો.

૧ આરૂણિને ગુરુએ શા માટે પાળ બાંધવાનું કામ સોંપ્યું?

૨ **આરૂણિ** શા માટે પાણીમાં સૂઈ રહ્યો ?
૩ ગુરુએ તેને આશીર્વાદ કેમ આપ્યો ?

---

# પાઠ ૯. ગુરુના ઉપકાર.

**મરાઠી સાખીની પેઠે.**

બાળકમતિ શું વર્ણન કરીએ,
ગુરુજનના ઉપકાર ? ટેક.

ભાવે ભણતાં શુભ ગુણ આવે,
સુખ પણ થાય અપાર;
મૂર્ખ મટીને ડાહ્યાં થઈએ,
સુધરે સકળ વિચાર. બાળકમતિ.

માન મળે માનવમાં મોટું,
વિનય વધે નિરધાર;
થાય હરખ મનમાં બહુ મોટો,
લાભ ન જાય લગાર. બાળકમતિ.

ભાવ વધે ભવમાં ભણતરથી,
ન ગણે કોઈ ગમાર;
દુર્ગુણ સઘળા જાય દબાઈ,
સમજી જઈએ સાર. બાળકમતિ.

ભેદ ભરમ ભવમાં સહુ ભાગે,
લાભ પમાય હજાર;
અંધાપો અળગો થઈ સહુને,
નયનો નિર્મળ થાય. બાળકમતિ.

હૃદયકમળ પણ ખીલે ખાસું,
સહુ સુધરે સંસાર;
પરમેશ્વરને પણ ઓળખીએ,
એ ગુરુના ઉપકાર બાળકમતિ.

**કેશવકૃતિ.**

---

ભવ–સંસાર | ખાસું–સારી રીતે.

---



# સત્સંગ.

ક્ષણ પણ સજજન સંગતિ થાય;
ભવજળ તરવા નૌકા થાય.

શ્રી શંકર સ્વામી.



# પાઠ ૧૦. સોબત તેવી અસર.

વિક્રમના તેરમા સૈકામાં ભરૂચમાં શિવસિંહ નામનો રાજા રાજ્ય કરતો હતો. તેને નરસિંહ નામનો એક કુંવર હતો. તે નઠારાં માણસોની સોબતમાં રહેવાથી વ્યસની અને દુરાચારી નીવડ્યો. ભણવામાં તે બીલકુલ ધ્યાન આપતો નહિ ને આખો દિવસ રખડતો ફરતો. રાજા ઘણી શિખામણ દેતો પણ કુંવરને તેની જરાએ અસર થતી નહિ.

એક વખત શહેરના લોકોએ કુંવરની ખરાબ ચાલ માટે રાજા પાસે ફરિઆદ કરી. આથી કુંવર ઉપર રાજાને ઘણો ક્રોધ ચઢ્યો તરવાર તાણી કુંવરનો ઘાત કરવા તે દોડ્યો પણ તે વખતે પુરોહિતે તેને અટકાવીને કહ્યું, મહારાજ, આપે પ્રથમથીજ કુંવરને નઠારી સોબતમાં રહેવા દીધો તેથી આવું પરિણામ આવ્યું. માટે હવે આકરા થયા વિના તેનો ઉપાય કરવો જોઈએ. પછી પુરોહિતની સલાહથી રાજાએ કુંવરને ચંદ્રશર્મા નામના એક બ્રાહ્મણની સોબતમાં રાખ્યો. આ બ્રાહ્મણ ઘણો વિદ્વાન અને નીતિમાન હતો. તેણે કુંવર સાથે ધીમે ધીમે પ્રીતિ કરી ને બંનેએ રેવાતટે એક વાડીમાં રહેવાનું ઠરાવ્યું. કુંવરના પેલા નઠારા સોબતીઓને રાજાએ શુકલતીર્થની પાઠશાળામાં બાર વરસ સુધી ભણવા મોકલ્યા.

આ તરફ ચંદ્રશર્માએ શહેરના સારા સારા છોકરાઓની એક ટોળી ઉભી કરી. નરસિંહ કુંવરને તેમની સોબતમાં રાખ્યો. એ ટોળીમાં હંમેશાં જ્ઞાન અને નીતિની વાતો થતી. આથી ધીમે ધીમે નરસિંહ કુંવરના મનમાંથી નઠારા સંસ્કાર ભુંસાઈ સારા સંસ્કાર પડયા. વળી ચંદ્રશર્માએ તેને નાના પ્રકારની રસિક વાતો સંભળાવી તેથી તેને ભણુવાની ઇચ્છા થઈ. આમ થોડા વ તમાં કુંવર વિદ્વાન અને ગુણુવાન થયો.

રાજાને જયારે આ વાતની ખબર પડી ત્યારે તે ઘણો ખુશી થયો. તેણે ઘણા માન અને પ્રેમથી કુંવરને ઘેર આણ્યો, ને તેને યુવરાજ બનાવ્યો. રાજાએ ચંદ્રશર્માનાં ઘણાં વખાણુ કર્યાં ને તેને ચાર ગામ તામ્રપટ પર લખી ઇનામ આપ્યાં. જોયો સત્સંગનો પ્રતાપ !

---

પ્રશ્નો.

૧ નરસિંહ કુંવર શાથી નઠારો નીવડયો ?
૨ પુરોહિતે રાજાને શું કહ્યું ?
૩ ચંદ્રશર્માએ કુંવરને કેવી રીતે સુધાર્યો ?

---

# પાઠ ૧૧. શિવાજીની વાત.

છત્રપતિ શિવાજી મહારાજને બાલ્યાવસ્થાથી સાધુ પુરુષોની સોબતમાં રહી તેમની સેવા ચાકરી કરી ઉપદેશ મેળવવાની ટેવ હતી. મોટી ઉંમરે રાજ્ય સ્થાપન કરી તેઓ ગાદી પર બેઠા ત્યાર પછી પણ સાધુસંગતિમાં તેમને ઘણો પ્રેમ હતો.

તે વખતે એક ભકતપુરુષ તરીકે તુકારામની કીર્તિ આખા દક્ષિણમાં ફેલાઈ ગઈ હતી. ઈશ્વરના આવા પરમ-ભકતનાં દર્શન કરી થોડો વખત તેમની સેવામાં રહેવાની શિવાજીને ઉત્કંઠા થઈ. એક વખત તુકારામ મહારાજ લોહ ગામમાં કીર્તન કરતા હતા તે વખતે શિવાજીએ તે-મને તેડી લાવવા માણસ મોકલ્યો. તુકારામ મહારાજને શિવાજીના ધર્માનુરાગ માટે ઘણું માન હતું, પણ ત્યાં જવા થી ભેટસોગાદ ગ્રહણ કરવી પડશે એમ ધારી તેઓ ત્યાં ગયા નહિ ! એ ઉપરથી શિવાજી મહારાજ કીમતી ભેટ સોગાદ તથા પૂજાની સામગ્રી લઇને મહારાજનાં દર્શન કરવા જાતે લોહ ગામમાં આવ્યા. ત્યાં કેટલાક દિવસ રહીને તેમણે ઉપદેશ સાંભળ્યો. આ ઉપદેશથી શિવાજીને વિરાગ ઉત્પન્ન થયો, ને એકાંતમાં રહી ઈશ્વરભકિત કરવા લાગ્યા. થોડો વખત તો આમ ચાલ્યું, પણ પાછળથી તુકારામ મહારાજના ઉપદેશથી તેમણે રાજકાજમાં પુરતું લક્ષ આપવા માંડયું

આ સંત પુરુષનો સમાગમ કરવા શિવાજી મહારાજ કેટલા બધા તત્પર રહેતા ને કેટલું બધું જોખમ ખેડતા તે નીચેની વાત ઉપરથી સમજાશે.

એક વખત તુકારામ મહારાજ પુનામાં કીર્તન કરતા હતા. તે વખતે શિવાજીનો મુકામ સિંહગઢમાં હતો. મહારાજનાં કીર્તન સાંભળવા માટે દરરોજ રાત્રે તેઓ સિંહગઢથી પુના આવતા. તે વખતે ઔરંગજેબ પાદશાહના હુકમથી શિવાજીને પકડવા માટે ઠેર ઠેર સવારો ફરતા હતા. તેમાંના કેટલાકને આ વાતની ખબર પડી. તેમણે મોટું સૈન્ય લઈ જે ઘરમાં કીર્તન થતું હતું તે ઘર ઘેરી લીધું. આ જોઈ ત્યાં ભેગાં થએલાં માણસો ગભરાઈ ગયાં, પણ શિવાજી મહારાજ જરાએ ન ગભરાયા ! તે કીર્તન છોડી જરા પણ આઘા પાછા ન થયા કે સંતાવાનો પ્રયત્ન ન કર્યો. તેઓ તુકારામની સાથે રહી કીર્તન કરવા લાગ્યા. આ વખતે મલ્હારરાવ ચિટણીસ નામનો શિવાજીનો એક નિમકહલાલ નોકર તેમનો પહેરવેશ પહેરી ઘોડેસવાર થઈ દોડવા લાગ્યો. એ શિવાજી છે એમ જાણી મુસલમાનો-એ તેની પૂઠ પકડી, પણ તે હાથમાં આવ્યો નહિ ને શિવાજી મહારાજ બચી ગયા.

### પ્રશ્નો.

૧ શિવાજી મહારાજને નાનપણથી કેવી ટેવ હતી ?
૨ તુકારામ મહારાજ પાસે તેઓ કેમ જતા ?
૩ પુનાના પ્રસંગ ઉપરથી શું શું સમજાય છે ?

---

## પાઠ ૧૨. સત્સંગનો પ્રતાપ.

પૂર્વે વૈશાલી નામનું એક નગર હતું. એમાં અશ્વપાલી નામની એક ગણિકા રહેતી હતી. એક વખત ભગવાન બુદ્ધદેવ ફરતા ફરતા એ નગરમાં જઈ ચઢયા. તેમણે પેલી ગણિકાના આમ્રવનમાં મુકામ કર્યો. એક વખત એ અશ્વપાલીને ભગવાન બુદ્ધદેવનાં દર્શન કરવાની ઇચ્છા થઈ. તે ઘણી ખૂબસૂરત હતી. તેણે એ નીચ ધંધામાં પુષ્કળ દ્રવ્ય પ્રાપ્ત કર્યું હતું. આ વાત બુદ્ધદેવની જાણબહાર નહતી. એને જોઇને બુદ્ધદેવને એનાં દુષ્ટ કર્મો માટે દયા આવી. તેને ઉપદેશ આપી નીતિને માર્ગે ચઢાવી સુખી કરવાનો તેમણે નિશ્ચય કર્યો. પછી તેને ધર્મનો ઉત્તમ બોધ આપી તેના મનની સઘળી મલીનતા કાઢી નાખી બુદ્ધ ભગવાનના સચોટ અને મધુર ઉપદેશથી તેનું અંતઃકરણ પવિત્ર બની ગયું ને તેને ધર્મ ઉપર દૃઢ શ્રદ્ધા બેઠી. તે વખતથી એને આજ સુધીનાં પોતાનાં દુષ્ટ કર્મોનો પશ્ચાત્તાપ થવા લાગ્યો ને હવેથી પોતાનું જીવન નીતિમય બના-

વવાનો તેણે સંકલ્પ કીધો. પછી તે બુદ્ધદેવને પ્રણામ કરી બોલી, પ્રભુ, આપ કાલે મારે ઘેર ભિક્ષા લેવા પધારી મને પાવન કરો એવી મારી ઇચ્છા છે. બુદ્ધદેવે તેની એ માગણી સ્વીકારી.

થોડીવાર પછી એ નગરના કેટલાક માણસો બુદ્ધદેવ પાસે આવ્યા. તેમણે બુદ્ધદેવને પોતાને ઘેર ભિક્ષા લેવાનું આમંત્રણ કર્યું. બુદ્ધદેવે તો પ્રથમથી અશ્વપાલીનું આમંત્રણ સ્વીકારી લીધું હતું તેથી તેમણે એ માણસોને ના કહ્યું. આથી એ માણસોએ અશ્વપાલીની ઘણી નિંદા કરીને તેનું આમંત્રણ પાછું ઠેલવાને બુદ્ધદેવને આગ્રહ કર્યો, પણ એ સર્વ મિથ્યા ગયું.

અશ્વપાલી પાસે દ્રવ્યનો કે ભોગવિલાસનાં સાધનોનો કાંઈ તોટો નહતો. તેનો મહેલ રાજમહેલને પણ ઝાંખો પાડે એવો હતો. એ મહેલમાં આજે બુદ્ધદેવ પધારવાના હોવાથી તેણે તેને શણગારવામાં કચાશ રાખી નહિ. સ્વાદિષ્ટ ભોજનથી તેણે બુદ્ધદેવને તૃપ્ત કર્યા. પછી કરગરીને હાથ જોડી કહ્યું, મહારાજ, આપના ઉપદેશથી મારૂં અજ્ઞાન ટળી ગયું છે, ને હવે મને આ સંસાર ઉપર વિરાગ આવી ગયો છે. હું મારી આ સર્વ સંપત્તિ આપના સંઘને અર્પણ કરૂં છું. કૃપા કરી મારી આ ક્ષુદ્ર ભેટ આપ સ્વીકારી મારી ઇચ્છા પૂર્ણ કરો. પ્રેમપૂર્વક આપેલી તેની આ ભેટ બુદ્ધદેવે

સ્વીકારી લીધી. પછી તેને ધર્મનો ઉત્તમ બોધ આપી પોતાની શિષ્યા બનાવી. જોયું, ગણિકા જેવી નીચ સ્ત્રી પણ સાધુ પુરુષના સમાગમથી કેવી પવિત્ર બની ગઈ! ખરેખર, આ વિષયના આરંભમાં કહ્યું છે, તેમ સાધુ પુરુષોનો એક ક્ષણનો પણ સમાગમ મનુષ્યને આ સંસારરૂપી સમુદ્રમાં નૌકાની પેઠે તારે છે.

---

### પ્રશ્નો.

૧ અશ્વપાલી કોણ હતી?
૨ બુદ્ધદેવે તેને શાથી ઉપદેશ આપ્યો?
૩ એ ઉપદેશનું શું પરિણામ આવ્યું?
૪ બુદ્ધદેવને ભિક્ષા આપી તેણે શી વિનતિ કરી?
૫ બુદ્ધદેવે તેને પોતાની શિષ્યા કેમ બનાવી?

---

## પાઠ ૧૩. સત્સંગ મહિમા.

### શાર્દૂલવિક્રીડિત છંદ.

સત્સંગે સુધરે નરો ભવતણા, પામે સદા શ્રેષ્ઠતા,
સૌજન્યાદિ ગુણો રળે સુખ મળે, નાસે નરી દુષ્ટતા;
માને માન્ય જનો સુકીર્તિ પસરે, દૈન્યાદિ દોષો ટળે,
વિચિત્ર ભણ્યું નરે તમ બને, સે'લે સુમાર્ગે વળે. ૧

છે સુસંગ મનુષ્યને સુધરવા, કેરૂં ભલું સાધણું.
વિદ્યા સત્ય વિવેક આદિ ગુણનું, સત્સંગ છે બારણું;
સત્સંગે સુધર્યા ઘણા ગુણીજનો, વિદ્યા ભણ્યા છે ભલી,
ગાંભીર્યાદિ મનુષ્યના સુગુણની, સત્સંગ છે થાંભલી. ૨
બીજું અન્ય નથી ભલું ભવ વિષે, સત્સંગથી તારણું,
સારાસાર વિચાર આગમતણું, સત્સંગ છે બારણું;
પૂર્વે પૂજ્ય થયા મહા મુનિજનો, સત્સંગને ધારણે,
દેશો દેશ ફરે ઘણા ગુણીજનો, સત્સંગને કારણે. ૩
મોટો છે મહિમા કહે કવિજનો, સત્સંગનો લોકમાં,
સત્સંગી જનનો ભલા જન કરે, વિશ્વાસ આ વિશ્વમાં;
માટે બાળપણા થકી નર રહો, સત્સંગમાં સર્વદા,
સત્સંગી નર સંપથી તર રહે, આનંદ માંહે સદા. ૪
સીંચે જો સતસંગ તોય સુજનો, તો બુદ્ધિવેલી વધે,
સત્સંગી જય પામશે સ્તુતિ અને, સત્કાર ઠામે બધે;
ધોયે છે મલ વાણી દેહ મનના, સત્સંગ નીરે નરો,
જો ઇચ્છો સુજનો ભલું વ્રજ કહે, સત્સંગ નીત્યે કરો. ૫

**વ્રજલાલ શાસ્ત્રી.**

---

| | |
|---|---|
| સૌજન્ય—માણુસાઈ | તારણું—તારનાર. |
| દૈન્ય—ગરિબાઇ | આગમ—આવવું તે. |
| સાધણું—સાધન | ધારણે—ધારણ કરવાથી. |
| ગાંભીર્ય—ગંભીરતા | તોય—પાણી, |



# આરોગ્ય.

આપે જો નીરોગૉતા, કરુણા કરી કર્તાર;
દુનિયામાં દલપત કહે, એ સુખ અપરંપાર.



# પાઠ ૧૪. શેઠ અને દાકતર.

એક વખત એક દાકતરને ત્યાં ૩૫–૪૦ વરસની ઉંમરનો મોટી દુંદવાળો કોઇ એક ગૃહસ્થ ગાડીમાં બેસીને આવ્યો. તેણે દાકતરને કહ્યું, સાહેબ, હું ખોરાક ખાઉં છું પણ તે બરાબર પચતો નથી, ને તેથી શરીર સુસ્ત રહે છે. માટે મહેરબાની કરીને મને ભૂખ લાગે એવી કંઈક દવા આપો.

તે ગૃહસ્થની સાથે વાતચીત કરતાં દાકતરને સમજાયું, કે આ માણુસ ઘણો શ્રીમંત છે તેથી હરરોજ મરજી મુજબ મિષ્ટાન્ન ઉડાવે છે. તેને ઘેર ઘણા નોકરચાકર હોવાથી તે જાતે કશું કામ કરતો નથી ને આખો દિવસ ગાદી તકીએ પડયો રહે છે. કોઈ કોઇ વખત તે બહાર ફરવા જાય છે તો ગાડીમાં બેસીને. આથી કરીને તેના શરીરને બીલકુલ કસરત મળતી નથી. કસરત વિના તેને ખાધેલો ખોરાક પચતો નથી ને શરીર સુસ્ત રહે છે. વળી તે હરરોજ મિષ્ટાન્ન ખાતો હોવાથી તેના શરીરમાં ચરબીનો ભાગ ઘણો વધી ગયો છે. તેથી તેનું શરીર જાડું દેખાય છે.

આ બધી બાબતનો વિચાર કરીને દાક્તરે શેઠને કહ્યું, શેઠ સાહેબ, આપ હરરોજ સવાર સાંજ બે વખત પગે ચાલીને અહીં દવા લેવા આવો તો ઠીક. કારણકે આપની પ્રકૃતિ જોઈ મને દવામાં ઘટતો ફેરફાર કરવો સૂઝે. વળી જ્યાં સુધી મારી દવા ખાઓ ત્યાં સુધી તદન સાદો ખોરાક

ખાજો. આમ કરવાથી જરૂર આપને એકાદ અઠવાડીઆમાં પુરતો આરામ થઈ જશે. દાક્તરના કહેવા પ્રમાણે શેઠ દરરોજ બે વખત પગે ચાલીને દવા લેવા જવા લાગ્યા. તેના ઘરથી દવાખાનું લગભગ અડધો મૈલ છેટું હતું. આથી તેને દરરોજ બે મૈલ ચાલવું પડતું. શરૂઆતમાં તો તેને આ જરા કઠણ લાગ્યું. પણ પછી ધીમે ધીમે મહાવરો પડવાથી તે ભારે ન લાગ્યું. આમ એક અઠવાડીઆ સુધી તેણે કસરત કરીને તદન સાદો ખોરાક ખાધો તેથી તેને સારી રીતે ભૂખ લાગવા માંડી. પછી દાક્તરે શેઠને પૂછયું, કેમ સાહેબ, આપને પ્રથમનાથી હવે જરા આરામ થયો કે નહિ ? શેઠે કહ્યું, મને ઘણો ફાયદો થયો છે. ખરેખર આપની દવા ઘણી અકસીર છે. પછી દાક્તરે શેઠને સમજાવ્યું કે આપને ફાયદો થયો તે મારી દવાથી નહિ પણ કસરતથી. માટે જો તમારે તમારા શરીરને તંદુરસ્ત રાખવું હોય તો દરરોજ આમ કસરત કરજો.

---

## પ્રશ્નો.

૧ શેઠને શું દરદ હતું ?
૨ વાતચીત ઉપરથી દાક્તરને શું સમજાયું ?
૩ દાક્તરે શેઠને શું કહ્યું ?
૪ શેઠને આરામ શાથી થયો ?

---

# પાઠ ૧૫. પ્રધાન અને ગાડીવાન.

વિલાયતમાં ગ્લૅડ્સ્ટન કરીને એક મહાપુરુષ થઈ ગયા. તે મુખ્ય પ્રધાનના હોદ્દા પર લાંબી મુદત સુધી રહ્યા હતા. તેમની રીતભાત ઘણીજ સાદી હતી. નાનપણથી તેમને કસરતનો શોખ હતો. તેમના ઘરમાં હાથમાં પકડવાની ઓછાવત્તા વજનની ઘણી લાકડીઓ હતી. તે ઝાલી તેઓ દરરોજ ઘણે દૂર સુધી પગે ચાલી ફરવા જતા. વળી ઝાડો કાપવાનો ને લાકડાં ચીરવાનો તેમને ઘણો શોખ હતો. સાંજે કોર્ટમાંથી ઘેર આવ્યા પછી તેઓ કુહાડી લઈ લાકડાં ચીરતા. તેથી ઘણી કુહાડીઓ તેમનાપર ભેટ આવતી. તેમણે પોતાની જમીનમાં એક જંગલ બનાવ્યું હતું. તેમાં જેટલાં ઝાડ હતાં તેટલી કુહાડીઓ તેમના ઘરમાં ભેગી થઈ હતી. ઝાડ કાપવામાં ને લાકડાં ચીરવામાં શરીર ને મન બેઉ ગુંથાએલાં રહે છે. સખત ઘા મારવા માટે શરીરને મહેનત આપવી પડે છે, અને ઘા એકજ જગાએ વાગે માટે મન તથા આંખોને પુરતું લક્ષ આપવું પડે છે, એમ તેઓ માનતા. આવી જાતની કસરતથી તેમનું શરીર કેટલું બધું મજબુત ને બળવાન રહેતું તે નીચેની વાત ઉપરથી સ્પષ્ટ સમજાશે.

એક વખત તેઓ બહાર ફરવા ગયા હતા. રસ્તામાં તેમને એક લોઢું ભરેલી ગાડી મળી. તેઓ ગાડીવાળા

સાથે વાત કરતા ચાલતા હતા. રસ્તામાં એક ટેકરી આવી. એ ટેકરી પર ઘોડા ચઢી શકયા નહિ. એ જોઈ તેમણે ગાડીવાનને કહ્યું, હવે તું શું કરીશ? ગાડીવાન બોલ્યો, બીજું શું કરવાનું હતું? ખાંધ આપવી પડશે. ગ્લૅડ્સ્ટને કહ્યું, ચાલ, ત્યારે હું જ ખાંધ આપું. આમ કહી તેમણે ખાંધ આપી. એટલે ઘોડા સપાટાબંધ ટેકરી પર ચઢી ગયા. આ જોઈ ગાડીવાન નવાઈ પામી બોલ્યો, અહો! તમે તો તદ્દન ઘોડાની પેઠે ખાંધ આપી! તમે ઘણા બળવાન દેખાઓ છો! ગ્લૅડ્સ્ટન તેને સલામ કરીને આગળ ચાલતા થયા. તેમના ગયા પછી ગાડીવાનને એક વેપારી મળ્યો. તેણે કહ્યું, તારી ગાડીને ખાંધ આપનાર કોણ હતા? ગાડીવાને કહ્યું, હું તેમને ઓળખતો નથી. વેપારીએ કહ્યું, અરે! એતો વડા પ્રધાન ગ્લૅડ્સ્ટન હતા. આ સાંભળી ગાડીવાન આશ્ચર્ય પામી બોલ્યો, શું એ ગ્લૅડ્સ્ટન હતા!! મેં તો તેમને સલામ સરખી પણ નથી કરી! અરે! હવે શું કરૂં? આમ શોચ કરતો તે આગળ ચાલ્યો.

---

પ્રશ્નો.

૧ ગ્લૅડ્સ્ટન શી કસરત કરતા હતા?
૨ લાકડાં ચીરવાની કસરતથી શો ફાયદો થાય છે?
૩ તેમનું શરીર શાથી બળવાન રહેતું?
૪ ગાડીવાન નવાઈ શાથી પામ્યો?

# પાઠ ૧૬. અંગકસરત.

વડોદરાની ગાદી ઉપર મહારાજા શ્રી ખંડેરાવ ગાયકવાડ નામના એક પ્રસિદ્ધ રાજા થઈ ગયા. તેમને કસરતનો ઘણો શોખ હતો. પોતાની પ્રજા કસરતના ફાયદા જુએ ને તેને તેનો શોખ વધે," એવા ઉમદા હેતુથી મહારાજાએ શહેરમાં કસરતના મોટા ચાર અખાડા સ્થાપ્યા હતા. તેમાં કસરત કરવા માટે હિંદુસ્થાનના જુદા જુદા ભાગોમાંથી પ્રસિદ્ધ પહેલવાનોને બોલાવી રાખ્યા હતા. મહારાજા તે ખાતે વાર્ષિક અઢી લાખ રૂપીઆનો ખર્ચ કરતા હતા.

મહારાજા સાહેબ પોતે ટોંકવાળા પ્રસિદ્ધ ઉસ્તાદ અબદુલ કાદર બિનઓટી પાસેથી જુદી જુદી જાતની કસરત શીખ્યા હતા. હંમેશની નિયમીત કસરત કર્યા વિના તેઓ બીજું કોઈ પણ કામ હાથમાં લેતા નહિ. તેમણે પોતાને માટે મહેલ ઉપર ઈલાયદો અખાડો બનાવ્યો હતો, ને તેનું નામ લાલ અખાડો પાડયું હતું. દર રોજ તેઓ એ અખાડામાં જતા ને ત્યાં ત્રણ ચાર રૂપીઆના પગારના પહેલવાનો સાથે કુસ્તી કરતા. તીર ફેંકવામાં તેઓ નિપુણ હતા. તેમના બાહુમાં એટલી બધી શકિત હતી, કે તેમનું તીર લોઢાની સાત થાળીઓ ફોડી પાર નીકળી જતું.

બીજું દૃષ્ટાંત સ્વામી રામતીર્થનું છે. એ મહાપુરુષનો જન્મ પંજાબમાં થયો હતો. બચપણમાં માતાનું દૂધ તેમને

બરાબર મળેલું નહિ હોવાથી તેમના શરીરનો બાંધો ઘણો નબળો હતો. સ્વામી જ્યારે વિદ્યાભ્યાસ કરવા લાગ્યા ત્યારે તેમણે શરીરને મજબુત બનાવવાનો પ્રયત્ન કર્યો. દરરોજ તેઓ બે વખત દુધ પીને રહેતા, અને સાંજે જો કોઇક વખત જમતા તો માત્ર બે રોટલીજ. જે ખોરાક ખાતા તેને પચાવવા માટે તેઓ ઘણી કસરત કરતા. સારી પેઠે ભૂખ લાગ્યા વિના કદી ખાવું નહિ એવો તેમનો નિયમ હતો. આથી કરીને ઓસડ તો તેમને કદી ખાવું પડયું ન હતું. માંસાહારને તેઓ મોટું પાપ ગણતા, ને કેફી પદાર્થને હળાહળ વિષ ગણી તેનાથી હંમેશાં દૂર રહેતા. આવા સાદા જીવનથી તેમણે મોટપણે એટલી બધી શક્તિ મેળવી કે પહાડો પર લાગટ ૫૦ માઇલ સુધી તેઓ ચાલી શકતા. હિંદુ ધર્મનું રહસ્ય સમજાવવા તેઓ જ્યારે અમેરિકા ગયા, ત્યારે ત્યાંના સિપાઇઓ સાથે સરતમાં ઉતરી વીસ માઇલ સુધી દોડી આગળ નીકળી જતા, અને કોઈ કોઈ વખત તો સમુદ્રમાં પચીસ માઇલ સુધી તરી જતા.

---

પ્રશ્નો.

૧ ખંડેરાવ મહારાજાને શાનો શોખ હતો ?
૨ તેમણે કસરતના અખાડા કેમ સ્થાપ્યા હતા ?
૩ સ્વામી રામતીર્થે પોતાનું શરીર શી રીતે મજબુત બનાવ્યું ?
૪ ખાવા પીવામાં તેમણે શો નિયમ રાખ્યો હતો ?

# પાઠ ૧૭. કસરત વિષે.

છપ્પા.

સર્વે સુખનું મૂળ, જગતમાં તંદુરસ્તી;
કસરતનું એ ફૂલ, ખીલી ઉડતી સહુ સુસ્તી;
માત્રા એ તાંબાની, અંગ રાખે અવિકારી;
ગુણે ધણી મર્દાની, જંગ જીતે એ નારી;
સૌ ખુબી ખૂબસુરતી, ભીતરની ખીલીરે' કસરતવડે;
વળી હોય કદી કંઈહીણપણું, ટળી કજોડુ જોડુ બને. ૧

હોય કસરતી જંન, તંન તેનું તસતસતું;
સદા ખુશીમાં મંન, વદન પણ દીસે હસતું;
કળા ચપળતા પૂર, કાર્ય કરવે મદમાતો;
અનુભવવે આતુર, શૌર્ય પ્રીતિની વાતો;
રગે રગે જોમ વ્યાપી રહે, ચરણ તળે ધરતી ધ્રૂજે;
ન ખમાય કશો અન્યાયને, અસત દેખી હણવા ઝૂઝે. ૨

કસરતથી જન કરે, કાર્ય બહુ અચરજ જેવાં;
જાદુ મંતર ઠરે, નજર ઝટ ચૂકવે તેવાં;
એકા વખત દસ બાર, કરે કાર્યો અભ્યાસે;
જેમ વિદ્યુત્ ચમકાર ચિહ્ન અગણિત આકાશે;
રે વખત ઘણો છે કીમતી, ગયો ફરી મળતો નથી;
જો વિજય બચાવવો હોયતો, કર કસરત અતિ કોડથી. ૩

કર કસરતનો શોખ, રોગ નહિ નામે નડશે;
કર કસરતનો શોખ, ભોગમાં લે'જત પડશે;
કર કસરતનો શોખ, જોગ બહુ જુસ્સો મળશે.
કર કસરતનો શોખ, કોડ વિધિનાં દુઃખ ટળશે;
રે કરૂં પ્રશંસા કેટલી, તનમનની કસરત તણી;
નહિ ઊણું રાખે એ તો કશું, કામદુધા પારસમણિ. ૪

વિજયવાણી.

---

એ નારી—કસરત.
ભીતરની—અંદરની.
તસતસતું—તેજવાળું.
જોમ—જુસ્સો.

નામે—જરાપણ.
લે'જત—મજા.
કામદુધા—ઈચ્છેલું આપનારી સ્વર્ગની ગાય.
પારસમણિ—એકજાતનો કીમતી પત્થર.

# વિદ્યાભ્યાસ.

વિદ્યા સમું નથીજ સાધન અન્ય કાંઇ,
વિદ્યા દીએ ધન સુકીર્તિ સદાય ભાઈ;
વિદ્યા થકી સુખ મળે વળી સત્ય માન,
વિદ્યા વિહીન જન તે પશુની સમાન.

સવિતાનારાયણ.

# પાઠ ૧૮. શેઠ ને ચાકર.

## દોહરો.

રાતે વે'લા જે સૂઈ, વે'લા ઊઠે વીર,
બળ બુદ્ધિ બહુ ધન વધે, સુખમાં રહે શરીર.

બફાન નામનો એક મોટો ફ્રેંચ ઉમરાવ હતો. નાનપણમાં તે આખો દિવસ આળસુ બની બેસી રહેતો. મોટી ઉંમરે બીજાં માણસોને કામ કરતાં જોઈ તેને પણ કામ કરવાની ઇચ્છા થઈ, પણ તે ઇચ્છા મુજબ કામ કરી શકતો નહિ; કારણ કે સવારમાં મોડા સુધી સૂઈ રહેવાની તેને ટેવ હતી. તેણે એ બુરી ટેવ છોડવાનો નિશ્ચય કર્યો. પછી પોતાના નોકર જોસફને કહી રાખ્યું, કે જે દિવસે તું મને સવારમાં છ વાગ્યા પહેલાં ઉઠાડશે તે દિવસે હું તને ચાર રૂપીઆ ઇનામ આપીશ.

બીજે દિવસે ઈનામની લાલચથી જોસફ બફાનને વહેલો ઉઠાડવા ગયો. પણ તે દિવસ બફાન બહાનું બતાવી ઊઠયો નહિ ને પડયો રહ્યો. મોડે ઊઠયા પછી તેણે જોસફને ઠપકો આપી કહ્યું કે હું ગમે તે બહાનું બતાવું પણ તારે તે માનવું નહિ. આથી જોસફે બફાનને વહેલો ઉઠાડ-

વાનો નિશ્ચય કર્યો. બીજે દિવસે વહેલો ઊઠી તે બફાનની પથારી પાસે ગયો, ને તેને ઊઠવા કહ્યું. બફાનને પથારી છોડવી ગમતી ન હતી, તેથી તેણે જોસફને ઘણાં બહાનાં બતાવ્યાં, કાલાવાલા કર્યા, અને છેવટે ગુસ્સે થઈ તેને ધમકાવ્યો પણ ખરો. પણ આથી ડરી જોસફ ત્યાંથી ખસે એવો ન હતો. તેણે જાણ્યું, કે બફાન કોઇ રીતે પથારી છોડે એમ નથી, ત્યારે તે ઘરમાં ગયો ને બરફ જેવું ઠંડું પાણી લાવી તેની પથારીમાં છાંટયું. આથી તરત બફાન પથારી છોડી બહાર નીકળી ગયો. આ વખતે તેણે જોસફને ઘણી શાબાશી આપી ને કહ્યા પ્રમાણે ઇનામ પણ આપ્યું.

આમ ધીમે ધીમે બફાનને વહેલા ઊઠી કામ કરવાની ટેવ પડી ગઈ. તે થોડાજ વખતમાં આળસુ મટી ઉદ્યોગી બની ગયો. પછી તો તેને એક પળ પણ નવરા બેસી રહેવું ગમતું નહિ. એક દિવસમાં તે લાગટ દસ કલાક સુધી કામમાં મંડયો રહેતો. તેણે સૃષ્ટિનો કાળક્રમ એ નામનો એક મોટો ગ્રંથ લખ્યો છે. એ ગ્રંથ લખતા પહેલાં એ વિષય ઉપર એણે ૫૦ વરસ સુધી તો માત્ર વિચારજ કર્યા કર્યો હતો! આટલી બધી મુદત પછી તેણે એ ગ્રંથ લખ્યો, છતાં પણ ફરી ફરીને તેને અગીઆર વખત સુધાર્યો ત્યારેજ તેને સંતોષ થયો ! પ્રખ્યાત ખગોળશાસ્ત્રી સર આઇઝેક ન્યૂટન કામ કરતી વેળા આ ઉદ્યોગી મહાપુરુષની છબી પોતાના

મોં આગળ રાખી, તેના જેવા ઉદ્યોગી થવાની ઇચ્છા રાખતો.

પ્રશ્નો.

૧ બફ્રાનને નાનપણમાં કેવી ટેવ હતી ?
૨ એ ટેવ એણે શી રીતે મટાડી ?
૩ એના ઉદ્યોગનો ખ્યાલ શા ઉપરથી થાય છે ?
૪ આઇઝેક ન્યૂટન એની છબી પોતાની પાસે કેમ રાખતો ?

# પાઠ ૧૯. પીટરની વાત.

સત્તરમા સૈકામાં રશિઆમાં **પીટર** નામનો એક પ્રતાપી પાદશાહ થઇ ગયો. એ વિદ્યાનો ઘણો શોખીન હતો. તે વખતે એનો દેશ વિદ્યાકળામાં ઘણોજ પાછળ હતો. વહાણુ બાંધવાનો હુન્નર તો ત્યાં બીલકુલ ન હતો.

એક વખત તે ફરતો ફરતો જુનો સામાન રાખવાના ઓરડામાં ગયો. ત્યાં તેની દૃષ્ટિ એક જુના થઇ ગએલા વહાણુ ઉપર પડી. એ વહાણુ તેના પિતાએ ઘણાં વરસ પહેલાં ઇંગ્લાંડથી મંગાવ્યું હતું. એ જોઇને **પીટરને** વહાણુ બાંધવાનો હુન્નર ને ખલાસીનું કામ શીખવાનું મન થયું. તે વખતે યૂરોપ ખંડમાં હોલાંડમાં એ ઉદ્યોગ સારા પાયા પર ચાલતો હતો. તેથી પીટર ત્યાં ગયો, ને ત્યાંની રાજધાનીથી થોડે છેટે વહાણો બાંધવાની એક ગોદી હતી તેમાં

દાખલ થયો. અહીં તે બીજા સાધારણ કારીગરોની પેઠે કામ કરતો, તેમના જેવો સાદો ખોરાક ખાતો, સાદાં કપડાં પહેરતો, ને સાદી પથારીમાં સૂતો. તેનો આવો ઉદ્યોગ ને હુન્નર ઉપર પ્રેમ જોઇને હોલાંડનો રાજા તો છક થઈ ગયો. ઇંગ્લાંડનો રાજા પણ આ વાત સાંભળી નવાઈ પામ્યો. પીટરને જોવા તે જાતે હોલાંડમાં આવ્યો. તેણે પ્રથમ તો પીટરને ઓળખ્યો નહિ. કારણ કે તેની રીતભાત તદ્દન સાદી ને મજુરના જેવી હતી. ગોદીમાં કામ કરતાં કરતાં એક દિવસ તે થાકયો, તેથી જરા આરામ લેવા એક જગાએ બેઠો. તે વખતે બીજા મજુરો વહાણમાં જડવાનું એક મોટું લાકડું ફેરવતા હતા. પીટરને ત્યાં બેઠેલો જોઈ કારખાનાના માલીકે કહ્યું, આમ બન્નીને જોયા શું કરે છે? ઊઠ, જરા હાથ લગાડ જોઇએ. આ સાંભળી પીટર તરત ઊઠયો, ને તેણે લાકડાને ખાંધ આપી વહાણમાં ચઢાવી દીધું.

---

પ્રશ્નો.

૧ પીટરના વખતમાં રશિઆ દેશ કેવી સ્થિતિમાં હતો ?
૨ તે હોલાંડમાં કેમ ગયો હતો ?
૩ ત્યાં તેની રીતભાત કેવી હતી ?
૪ હોલાંડ ને ઇંગ્લાંડના રાજા નવાઇ કેમ પામ્યા?
૫ લાકડું ઉપાડવાના પ્રસંગ ઉપરથી શું સમજાય છે ?

---

# પાઠ ૨૦. આળસ વિષે.

પદ.

આળસ છોડી ઉદ્યમ કરવો, ફરજ એજ છે મોટી રે. ટેક.

દુશ્મન આળસ ઉદ્યમ તો છે, દોસ્ત ખરો જગમાંહીરે;
ઉદ્યમથી તેજી દુનિયાની, નથી ઉદ્યમ સમ કાંઈરે. આળસ.

આળસ કેરી પાછળ પાછળ, દળદર દોડ્યું આવે રે;
તેને દેખી દોલત ડરથી, ઝટપટ દૂર સીધાવે રે. આળસ

વખત તણીકિંમત નવબૂજે, જેહુ આળસુ હોય રે;
ઉકલે એક ભલો નવ ઉદ્યમ, વ્યર્થ જિંદગી ખોય રે. આળસ.

કામ સોંપતાં આળસુ બાળક, બા'નાં કંઈક બતાવે રે;
શામાં લાભ રહ્યો છે નિજ તે, મનમાં લેશ ન લાવે રે. આળસ.

પાઠ થકી કાયર તે થાયે, સદા ભિક્ષાનું પ્યારૂં રે;
બોજા સરખાં આ દુનિયામાં, કહો કરે શું સારૂં રે ? આળસ.

આળસથી તો કંઈક તવંગર, બની ગયા ભિખારી રે;
બન્યા નીરોગી,રોગી જલદી, સૂતા મોત પથારી રે. આળસ.

માટે બાળક રહી ઉદ્યમી, કસજો બદન તમારૂં રે;
આળસથી તો આ દુનિયામાં, થયું ન કોનું સારૂં રે. આળસ.

સમીસાંજનાં સૂવા તાકે, મોડાં ઊઠે સવારે રે;
વેળાસર છોડવા પથારી, ગમે નહિ તલભારે રે. આળસ.

એવાં મૂરખ બાળકને તે, મળે કયાંથી જ્ઞાન રે;
રોગી દુબળાં સરખાં દીસે, મળે ન જેને ભાન રે. આળસ.

કીડી પણ ઉદ્યોગ કરીને, કરે જુઓ ગુજરાન રે;
આળસુ આખર ભીખ માગીને, પેટ ભરે નાદાન રે. આળસ.

વપરાતી વસ્તુ રે' ઉજળી, નથી કહ્યું એ ખોટું રે;
શરીરસુખ એ ઉદ્યમનું ફળ, આ દુનિયામાં મોટું રે. આળસ.

ઉદ્યોગી ઉદ્યોગ કરીને, પદવી મોટી પામે રે;
કરમ તણે નવ રહે ભરોસે, રળે માન સહુ ઠામે રે. આળસ.

મે'નતમાં મશગુલ રહીને, સુખ પામે સંસાર રે;
હરામના પૈસા પર તેને, મળે ન પ્રીત લગાર રે. આળસ.

માટે આળસ તનથી ત્યાગી, શુભ ઉદ્યમ આદરવો રે;
સર્વે સુખ સાંપડશે તેથી, બોધ હૃદયમાં ધરવો રે. આળસ.

સવિતાનારાયણ.

---

બૂજે—જાણે.
ઉકલે—સૂઝે.

બદન--શરીર.
મશગુલ—મંડયા રહેવું.

---

# પાઠ ૨૧. રામશાસ્ત્રી પ્રભુણે.

**માધવરાવ પેશ્વાના** દરબારમાં **રામશાસ્ત્રી** નામના એક પ્રતિષ્ઠિત પંડિત થઈ ગયા. તેમનો જન્મ એક ગરીબ બ્રાહ્મણને ઘેર થયો હતો. નાનપણમાં તેમણે સાધારણ વિદ્યાભ્યાસ કર્યો હતો. તેમનાં માબાપ પાસે પૈસાટકાનું જોઈતું સાધન ન હોવાથી તેઓ આગળ અભ્યાસ વધારી શક્યા ન હતા. કુટુંબના ભરણપોષણ માટે નાનપણથી તેમણે એક શેઠને ઘેર છેક હલકી નોકરી કરવા માંડી. એક વખત તેઓ શેઠના પગ ધોવરાવતા હતા. તે વખતે રામનું લક્ષ શેઠને કાને એક હીરાની કડી ચળકતી હતી તે જોવામાં રોકાયું. આથી કરીને પાણીની ધાર શેઠના પગ ઉપર પડવાને બદલે જમીન ઉપર પડતી હતી. પાણી ભરેલો લોટો આમ ખાલી થઈ ગયો, પણ શેઠના પગ તો જરાએ ભીંજાયા નહિ! આ જોઈ શેઠ ગુસ્સે થયા ને તેમણે રામને ઠપકો આપ્યો, કે તેં કડી જોવામાં જેટલું ધ્યાન રાખ્યું, તેટલું ધ્યાન જો વિદ્યાભ્યાસ કરવામાં રાખ્યું હોત, તો તારે આવી નોકરી કરવાનો વખત આવતજ નહિ.

બસ, રામ જેવા ચાનકવાળા છોકરાને માટે તો આટલા શબ્દોજ વધારે પડતા હતા. આ શબ્દો સાંભળી તેમની લાગણી દુખાઈ ને આટલો વખત વિદ્યાભ્યાસ છોડી નોકરી

કરવામાં ગુમાવ્યો તે માટે પસ્તાવો કરવા લાગ્યા. હવે તેમણે ફરીથી અભ્યાસ કરવાનો નિશ્ચય કર્યો, ને તેજ પળે શેઠના ઘરને નમસ્કાર કરી કાશી તરફ ચાલતા થયા ! તે વખતે કાશી સંસ્કૃત વિદ્યાનું મોટું મથક હતું. ત્યાં ઘણો વખત રહી વિદ્વાન શાસ્ત્રીઓ પાસેથી તેમણે બધાં શાસ્ત્રોનો અભ્યાસ કરી લીધો. રામે આ અભ્યાસ એટલી બધી કાળજીથી કર્યો ને તેમાં એટલી બધી પ્રવીણતા મેળવી, કે થોડાજ વખતમાં તેમની પ્રતિષ્ઠા આખા દેશમાં ફેલાઈ ગઈ. તેમની આવી કીર્તિ સાંભળી માધવરાવ પેશ્વાએ ઘણા સન્માનથી તેમને પોતાના દરબારમાં બોલાવ્યા, ને મુખ્ય ન્યાયાધીશની જગાએ નીમ્યા. કેવળ વિદ્યાના પ્રતાપથીજ રામ હલકી સ્થિતિમાંથી નીકળી ન્યાયાધીશના માનવંતા હોદ્દાપર બીરાજવા ભાગ્યશાળી નીવડયા.

---

## પ્રશ્નો.

૧ રામને શેઠે ઠપકો કેમ આપ્યો ?
૨ પછી તેમણે શો નિશ્ચય કર્યો ?
૩ કાશી જઈ તેમણે શું કર્યું ?
૪ પેશ્વા સરકારે તેમની શી કદર કરી ?

---

# પાઠ ૨૨. દુઃખમાં વિદ્યાભ્યાસ.

પંડિત ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરનાં માબાપ ઘણાં ગરીબ હતાં. ફક્ત આઠ રૂપીઆના માસિક પગારમાં તેમના પિતા કલકત્તા જેવા મોટા શહેરમાં પોતાના કુટુંબનું ગુજરાન ચલાવતા. પિતાની આવી નિર્ધનતાને લીધે તેમને ખાવાપીવામાં તથા ઓઢવા પહેરવામાં ઘણું દુઃખ વેઠવું પડતું. આમ છતાં તેમણે જાતમહેનતથી સારી વિદ્યા પ્રાપ્ત કરી. નવ વરસની ઉંમરે તેઓ કલકત્તાની સંસ્કૃત પાઠશાળામાં દાખલ થયા. અહીં તેમને સૂવાને માટે ફક્ત બે હાથ લાંબી ને દોઢ હાથ પહોળી જગ્યા મળતી ! આવી સ્થિતિમાં રહી તેમણે સંસ્કૃત સાથે અંગ્રેજી ભાષા પણ શીખવા માંડી. અહીં તેઓ રાતદિવસનો બધો વખત અભ્યાસ કરવામાંજ ગાળતા. રાત્રે માત્ર બે કલાકજ ઊંઘતા ! આ વખતે તેમને પાંચ રૂપીઆની એક સ્કૉલરશિપ મળતી. એ પૈસામાંજ તેઓ સઘળું ખર્ચ નીભાવતા.

ત્રણ વરસ પછી પૈસાની તાણ મટાડવા માટે તેમણે ચાર માણસોને રસોઈ કરી જમાડવાનું કામ માથે લીધું. પોતાના અભ્યાસ સાથે ચાર માણસોને જમાડવાં, તે માટે જોઈતો સરસામાન બજારમાંથી લાવવો, તેમનાં એઠાં વાસણ માંજવાં, ને આટલું બધું કર્યા છતાં પણ નંબર પહેલો

રાખવો, એ કાંઈ તેમની જેવી તેવી હોશિયારી ન ગણાય. પોતાને માટે રસોઈ કરતાં પણ કંટાળનારા ઘણા વિદ્યાર્થીઓને આ વાત શંકા પડતી લાગશે, પણ અમે કહીએ છીએ કે તે તદ્દન સત્ય છે. થોડા વખત પછી તેમને બીજી એક સ્કૉલરશિપ મળી એટલે તેમણે આ કામ છોડી દીધું. પોતાને મળતી સ્કૉલરશિપની રકમમાંથી તે થોડુંક બચાવી પિતાને મોકલતા. પોતાની પાસે રાખેલા પૈસામાંથી થોડા પૈસા તેઓ રોગી માણસોની દવામાં, ગરીબ માણસોને અન્ન આપવામાં અને ઉઘાડા શરીરે ફરતાં અપંગોને કપડાં આપવામાં ખર્ચતા.

આવી રીતે અતિશય ખંત અને ઉદ્યોગથી અભ્યાસ કરી તેમણે ૨૧ વરસની ઉંમરે સંસ્કૃત કૉલેજનો અભ્યાસ સંપૂર્ણ કરી વિદ્યાસાગરની માનવંતી પદવી મેળવી. આટલી નાની વયમાં સંસ્કૃત વિદ્યામાં આવી પ્રવીણતા જોઈને મોટા મોટા વિદ્વાનો પણ આશ્ચર્ય પામી તેમની પ્રશંસા કરતા.

---

## પ્રશ્નો.

૧. ઈશ્વરચંદ્રની બાલ્યાવસ્થામાં કેવી સ્થિતિ હતી?

૨. કૉલેજમાં પૈસાની તાણ મટાડવા તેઓ શું કામ કરતા?

૩. ત્યાં તેઓ કેવી રીતે અભ્યાસ કરતા?

---

# પાઠ ૨૪. આનંદીબાઈ જોશી.

આપણા દેશમાં જે પ્રસિદ્ધ સન્નારીઓ થઇ ગઈ છે, તેમાં **આનંદીબાઈ જોશીનું** નામ ઘણું પ્રસિદ્ધ છે. તેમનો જન્મ ઈ. સ. ૧૮૬૫ માં પુના શહેરમાં થયો હતો. તેમનું લગ્ન ગોપાળરાવ નામના મરાઠા બ્રાહ્મણ સાથે થયું હતું. ગોપાળરાવ જાતે વિદ્વાન ન હતો પણ સ્ત્રીકેળવણીનો હિમાયતી હતો. તે ટપાલ ખાતામાં નોકરી કરતો હતો. લગ્ન થયા પછી તેણે આનંદીબાઇને અભ્યાસ કરાવવા માંડયો. આનંદીબાઈની સ્મરણશક્તિ ઘણી ઉંચા પ્રકારની હોવાથી બે વરસમાં તેમણે મરાઠી શિક્ષણ પુરૂ કર્યું. ત્યાર પછી ગોપાળરાવે તેમને અંગ્રેજી શિક્ષણ આપવા માંડયું. આ વખતે ગોપાળરાવની બદલી કોલાપુર થઇ. તે વખતે ત્યાં કન્યાશાળા ઉઘડી હતી, તેથી આનંદીબાઇને અભ્યાસમાં સરળતા પડી. આનંદીબાઈની ઉંચા પ્રકારની બુદ્ધિને ચતુરાઈ જોઈ અહીંના પાદરીઓએ તેમને ખ્રિસ્તી બનાવવા ઘણા પ્રયત્ન કર્યો; પણ તેર વરસની ઉંમરની આ બાળા પોતાના હિંદુધર્મમાં એટલી બધી દૃઢ નિષ્ટાવાળી હતી, કે આખરે તેમના સઘળા પ્રયત્ન નીષ્ફળ નીવડ્યા.

ત્યાંથી તેમની બદલી ભુજ થઈ. ત્યાં આનંદીબાઇએ અંગ્રેજી સાથે સંસ્કૃતનું પણ જ્ઞાન મેળવ્યું. અહીં ગોપાળ-

શવને વિચાર થયો, કે આપણા દેશમાં સારી સ્ત્રી ડાક્તરો ન હોવાથી સ્ત્રીઓને પુષ્કળ અડચણ ભોગવવી પડે છે. આ અડચણ દૂર કરવા તેમણે આનંદીબાઇને વૈદક વિદ્યાનો અભ્યાસ કરવા અમેરિકા મોકલવાનો વિચાર કર્યો. વિદ્યાવિલાસી આનંદીબાઈ પતિની ઇચ્છાને માન આપી અમેરિકા જેવા દૂરના મુલકમાં જવા તૈયાર થયાં, અને સન ૧૮૬૩ માં તે ત્યાં ગયાં પણ ખરાં. અભ્યાસ માટે તેઓ જો કે વિદેશમાં જતાં હતાં, છતાં તેમને સ્વદેશ માટે અસાધારણ માન હતું. તેઓ હંમેશાં સ્વદેશની બનાવટનોજ માલ વાપરતાં. અમેરિકા જતી વખતે પોતાને જોઇતી સઘળી ચીજો, દેશી કાપડ, ચૂડી, બંગડી, કાંસકી, સીંદુર વગેરે અહીંથીજ લઈ ગયાં. સ્ટીમરની મુસાફરીમાં તેઓ દરરોજ બે ત્રણ બટાટા સિવાય બીજું કાંઈ ખાતાં નહિ. અમેરિકામાં પણ તેઓ પોતાના હાથેજ દાળ રોટલી બનાવીને ખાતાં. ત્યાં જઈ તેઓ ફિલાડેલ્ફીઆની શસ્ત્રવિદ્યાની પ્રસિદ્ધ કૉલેજમાં દાખલ થયાં. તે વખતે તેમની ઉંમર ૧૮ વરસની હતી. ત્યાં તેમને છસો ડાલરની વાર્ષિક સ્કૉલરશિપ મળી. કોલેજમાં તેઓ જુદુ ઘર ભાડે રાખી તેમાં રહેતાં ને દરરોજ ૧૧ કલાક સુધી અભ્યાસ કરતાં. અહીં તેમને મેરી કાર્પેન્ટર નામની ઉદાર ને પરોપકારી બાઇ તરફથી ઘણી મદદ મળી. ચાર વરસ સુધી અભ્યાસ કરી તેમણે પરીક્ષા પસાર કરી. સન ૧૮૬૬ ના માર્ચની ૧૨ મી

તારીખે કૉલેજના વ્યવસ્થાપકોએ એક જંગી સમારોહ ભરી આનંદીબાઇનાં ઘણાં વખાણ કરી તેમને એમ. ડી. ની માનવંતી પદવી એનાયત કરી. આ ખબરથી આખું હિંદુસ્તાન આનંદ ને ગર્વથી ગાજી રહ્યું. તરત તેમની નીમણુક કોલાપુરની સરકારી ઇસ્પિતાલમાં થઈ. પણ આનંદીબાઈની પ્રકૃતિ કૉલેજના સખત અભ્યાસથી, ને ત્યાંની મુખ્ય અધ્યાપિકાના ખ્રિસ્તી ધર્મ સ્વીકારવાના વખતો વખતના સખત દબાણથી ઘણી બગડી હતી. તેથી તેઓ હિંદુસ્તાનમાં આવ્યા પછી ઝાઝી મુદત સુધી જીવન ભોગવી શકયાં નહિ. સન ૧૮૮૭ ના ફેબ્રુઆરિની ૨૬ મી તારીખે આ સ્ત્રીરત્ન આપણા દેશમાંથી હંમેશને માટે નષ્ટ થઇ ગયું.

---

## પ્રશ્નો.

૧. આનંદીબાઇએ શી રીતે અભ્યાસ કર્યો ?
૨. તેઓ અમેરિકામાં શા માટે ગયાં હતાં ?
૩. ત્યાં તેઓ કેવી રીતે જીવન ગુજારતાં ?
૪. તેમની પ્રકૃતિ શાથી બગડી હતી ?
૫. તેમનામાં બીજા કયા સદ્‌ગુણો દીસી આવતા ?

# પાઠ ૨૫. લીલાવતીની વાત.

આજથી લગભગ નવસો વરસ પૂર્વે **ભાસ્કરાચાર્ય** નામના એક પ્રસિદ્ધ પંડિત થઇ ગયા. તેમને **લીલાવતી** નામની એક કન્યા હતી. તેની જન્મકુંડળી કરતાં **ભાસ્કરને** બાળવિધવાયોગ માલમ પડયો. **લીલાવતી** પરણ્યા પછી થોડા દિવસે વિધવા થઇ ને **ભાસ્કરની** એ ગણુતરી ખરી પડી. પુત્રીનું દુઃખ જોઇ **ભાસ્કરાચાર્ય** શોકસાગરમાં ડૂબી ગયા. તેમને વિચાર થયો કે **લીલાવતી** હવે આ શૂન્ય સંસારમાં શી રીતે જીવન ગુજારશે ? આમ વિચારતાં ને વિમાસતાં તેઓ આખરે એવા નિશ્ચય પર આવ્યા, કે **લીલાવતીને** ગણિત, જ્યોતિષ વગેરે શાસ્ત્ર ભણાવવાં કે જેથી તેને વિદ્યા પર પ્રેમ થાય ને તે સંસારની જાળમાંથી મુક્ત રહે. એમ કરવાથી તેના દિવસ આનંદમાં જશે, તેનું જીવન સફળ થશે, ને તેને કીર્તિ પણ મળશે. વળી તેને તેનું આ વૈધવ્ય દુઃખરૂપ મટી સુખરૂપ થશે. આમ નિશ્ચય કરી તેમણે **લીલાવતીને** અભ્યાસ કરાવવા માંડયો. **લીલાવતીને** વિદ્યાભ્યાસમાં એટલો બધો રસ પડવા લાગ્યો, કે તે પોતાનો બધો સમય એમાંજ વીતાડવા લાગી, ને થોડા વખતમાં વિદ્વાન થઈ.

**ભાસ્કરાચાર્યે** **સિદ્ધાંત શિરોમણી** નામનો એક ગ્રંથ રચ્યો છે. તેનો એક ભાગ ગણિતવિદ્યા સંબંધીનો છે. તે

ગણિત રાખ્યું છે. તેની રચના એવી છે, કે પિતા પ્રશ્ન પૂછે છે ને લીલાવતી તેના જવાબ આપે છે. એ રીતે એ આખો ગ્રંથ પૂર્ણ કરેલો છે. ગણિતવિદ્યા સંબંધીનો લીલાવતીનો એ ગ્રંથ આખી દુનિયામાં સર્વોત્કૃષ્ટ છે. આજથી ૯૦૦ વરસ પહેલાં લીલાવતીએ તેમાં ગણિતના ગૂઢ પ્રશ્નોના જે ખુલાસા કર્યા છે, તે ખુલાસા હમણાંના પશ્ચિમના પંડિતોને સમજવા પણ મુશ્કેલ થઇ પડે છે. આ ઉપરથી લીલાવતીએ કેટલી બધી વિદ્યા સંપાદન કરી હતી તેનું તમને સહજમાં અનુમાન થશે. એ ગ્રંથ લખી લીલાવતીએ આખી જગતની પ્રજા પર ભારે ઉપકાર કર્યો છે. વળી એથી કરીને એક વિદુષી બાઈ તરીકે તેનું નામ અમર રહ્યું છે ને રહેશે. જો તેણે વિધવા થયા પછીનું જીવન વિદ્યાભ્યાસમાં ન ગાળ્યું હોત, તો સમાજને તેની વિદ્યાનો લાભ ન મળત ને તેનું જીવન પણ કેવળ વિષમય બની જાત. હાલની આપણા દેશની બાળ વિધવાઓ જો લીલાવતીનું અનુકરણ કરે તો તેમનું જીવન કેવું સુંદર ને સુખી બને ! અને તેથી સમાજને પણ કેટલો બધો લાભ થાય !

---

૧. લીલાવતી વિધવા થયા પછી ભાસ્કરાચાર્યે શો વિચાર કર્યો ?
૨. લીલાવતીએ કયા કયા વિદ્યાનો અભ્યાસ કર્યો ?
૩. તેણે મેળવેલી વિદ્યાનો શો ઉપયોગ કર્યો છે ?
૪. આ પાઠમાંથી શો બોધ લેવાનો છે ?

# પાઠ ૨૬. યાજ્ઞવલ્કય ને ગાર્ગીનો સંવાદ.

પ્રાચીન કાળમાં સ્ત્રીઓ ભણતી એ વાત આપણે કર્ણપરંપરાથી સાંભળીએ છીએ, અને જુદી જુદી આર્ય સન્નારીઓનાં ચરિત્ર વિચારતાં એમ અનુમાન કરીએ છીએ, કે તે ભણેલી હોવી જોઇએ. પણ પ્રત્યક્ષ અતિ ઉત્તમ વિદ્યા પામેલી એવી કોઈ સ્ત્રીનું વિદ્યા સંબંધી કામ તમને હજી કહેવામાં આવ્યું નથી. ઘણાંક તો એમ પણ કહે છે કે સ્ત્રીઓને ગુહ્ય વેદાર્થ સમજવાનો અધિકાર નથી. એ વાત પણ ખરી નથી એ તમે હવે જે અત્રે કહીશું તેમાંથી સમજશો. ઉપનિષદ્ એટલે બ્રહ્મજ્ઞાનના રહસ્યમાં જે વ્યાખ્યાન ગુરુશિષ્યોમાં ચાલેલાં છે, તેના જેવો અતિ ગૂઢ, માર્મિક અને તત્ત્વરૂપ બીજો ગ્રંથ આખી દુનિયામાં પણ થયો નથી. બૃહદારણ્યક નામે સામવેદનું એક ઉપનિષદ્ છે. તેમાં મહાત્માશ્રી યાજ્ઞવલ્કય ઋષિ જેઓ ઘણા બ્રહ્મનિષ્ટ હતા તેમની સાથે બહેનો ! તમારી સજાતિય એવી સ્ત્રીઓએ પણ વાદ કરેલા છે. તે તમારે સંભાળીને વિચારવાનો છે. એ વાદનો અર્થ મનમાં ઠસાવવા જેવો છે એટલુંજ નહિ, પણ એવા વાદ કરવા સમજવાને તમે પોતે પણ સમર્થ થાઓ એવો તમારે અભિલાષ રાખવાનો છે, ને તેવો ઉદ્યોગ કરવાનો છે.

જનકવિદેહીએ એક સમય યજ્ઞ કર્યો. ત્યાં બહુ બહુ વિદ્વાન બ્રાહ્મણો આવ્યા. જનકને ઇચ્છા થઇ કે આ બધામાં કોણ ખરો બ્રહ્મજ્ઞ છે ? તે ઉપરથી એણે એક સહસ્ર ગોદાન તૈયાર કરી કહ્યું, કે હે મહાબ્રાહ્મણો ! તમારામાં જે ખરો બ્રહ્મનિષ્ઠ હોય તે આ ગાયો લો. યાજ્ઞવલ્કયે તે દાન લીધું, એટલે તેમને ઘણા ઘણા બ્રાહ્મણોએ, બ્રહ્મવિદ્યાના પ્રશ્ન પૂછવા માંડયા. સર્વનું નિરાકરણ કર્યા પછી ગાર્ગીએ પૂછયું, હે યાજ્ઞવલ્કય ! આ બધું જગત જલતત્ત્વ વિષે બંધાઈ રહેલું છે, તો તે જલ શાના ઉપર રહેલું છે ? યાજ્ઞવલ્કયે કહ્યું કે વાયુ તત્ત્વ ઉપર. ત્યારે પૂછયું કે તે શાના ઉપર ? યાજ્ઞવલ્કયે કહ્યું કે અંતરિક્ષમાં. ત્યારે પૂછયું કે અંતરિક્ષ લોક શામાં ? તો કહે કે ગંધર્વલોકમાં. તો તે ઉપર પણ પાછું પ્રશ્ન કર્યું, વળી યાજ્ઞવલ્કયે ઉત્તર કર્યું. વળી ગાર્ગીએ પ્રશ્ન કર્યું. એમ ઘણાંક પ્રશ્નોત્તર થયાં. છેવટ યાજ્ઞવલ્કયે સર્વનું નિદાન બ્રહ્મ એમ કહ્યું. ત્યારે ગાર્ગીએ વળી પૂછયું કે બ્રહ્મ કયાંથી થયું ? યાજ્ઞવલ્કયે કહ્યું કે રે ગાર્ગિ ! આ તો અતિપ્રશ્ન એટલે કે ન કરવા યોગ્ય પ્રશ્ન કહેવાય. તું એવું પ્રશ્ન કરશે તો મારૂં માથું પડશે. આમ સાંભળી ગાર્ગી શાંત થઇ ગઇ. આવી રીતે યાજ્ઞવલ્કયે વાદનો છેડો આણ્યો તેનો અર્થ એમ ન સમજવો, કે એમને ગાર્ગીના પ્રશ્નનું ઉત્તર ન આવડવાથી એમણે વાત ઉડાવી દીધી. જે આત્મા તેજ બ્રહ્મ છે, ને તે જ્ઞાનરૂપ છે, એટલે જેનાથી

આપણે જ્ઞાન પામીએ છીએ, છે કે છું એમ જાણીએ છીએ તે જ્ઞાન એજ બ્રહ્મ. હવે એ જ્ઞાન શામાંથી થયું એમ પૂછી શકાય નહિ. કેમકે જે સર્વને જાણનાર તેને કોઈ જાણનાર ઘટેજ નહિ ને ઘટે તો જાણનાર પોતે વ્યર્થ થાય. આ અર્થ યાજ્ઞવલ્કયે ગાર્ગીને ટુંકામાં સમજાવ્યો કે જે છેવટ જ્ઞાન રૂપે સ્વીકારેલું છે તેની ઉત્પત્તિ પૂછવા જતાં તો પૂછનારનો પોતાનોજ વિનાશ થાય, માટે એ પુછાય નહિ. આ વાત સમજવાથીજ ગાર્ગી શાન્ત પડી ગઈ. પણ તમારે જોવાનું એ છે, કે આવા સૂક્ષ્મ વાદ સમજવા જેટલું જ્ઞાન ગાર્ગીમાં હતું એ બહુ આશ્ચર્યની વાત છે. તમે પણ એવાં થાઓ.

**બાલવિલાસ.**

---

## પ્રશ્નો.

૧. યાજ્ઞવલ્કયને બ્રાહ્મણોએ પ્રશ્નો કેમ પૂછવા માંડયા ?

૨. ગાર્ગીએ તેમને કેવા પ્રશ્નો પૂછ્યા ?

૩. ગાર્ગી શાથી શાંત થઇ ગઇ ?

૪. યાજ્ઞવલ્કયે ગાર્ગીને બ્રહ્મનો ટુંકામાં શો અર્થ સમજાવ્યો ?

૫. આ પાઠ ઉપરથી શી શિખામણ લેવાની છે ?

---

# પાઠ ૨૭. વિદ્યા વિષે.

( કુંડળીઆ )

વિદ્યા મોટી વિશ્વમાં, સમરથ શક્તિવાન;
બુદ્ધિરૂપી બીજને, નિર્મળ નીર સમાન;
નિર્મળ નીર સમાન, હોય તરૂ હુન્નર હેતુ;
પ્રગટે પરમ વિશાળ, દિવ્ય ઇચ્છાફળ દેતું;
કહે છોટમ એ સત્યવાત, એમાં નહિ ખોટી;
સમરથ શક્તિવાન, વિશ્વમાં વિદ્યા મોટી. ૧

ભૂષણ છે વિદ્યા ભલું, શોભે સકળ શરીર;
હીરા મોતી હેમથી, ગુણ જેના ગંભીર;
ગુણ જેના ગંભીર, માન દે મહીપતિ તેને;
કરે કીર્તિ સૌ લોક, જગતમાં વિદ્યા જેને;
છોટમ સાચી શુદ્ધ, જરા જેમાં નહિ દૂષણ;
શોભે સકળ શરીર, ભલું વિદ્યા છે ભૂષણ. ૨

વિદ્યાના વ્યસની થજો, પ્યાલા પીજો એજ;
વપુતણી શોભા વધે, વધે બુદ્ધિ બળ તેજ;
વધે બુદ્ધિ બળ તેજ, માન મોટાંમાં મળશે;
જ્ઞાનતરૂ ગંભીર, સકળ ફળદાયક ફળશે;
કહે છોટમ જગ માંહી, ફેલશે શાખા જસની;
પ્યાલા પીજો એજ, થજો વિદ્યાના વ્યસની. ૩

દોહરા.

વિદ્યામાં ગુણ સૌ વસે, ધર્મ અર્થ ને કામ;
જાણ થાય જગદીશની, મળે મોક્ષનો ઠામ.
કોટિક કામ કરી શકે, નિર્ભય નાણું તેહ;
વશ કરી રાખે વિશ્વને, અદ્ભુત વિદ્યા એહ.

છોટમ કવિ.

---

દિવ્ય—દેવતાઇ.

ભૂષણ—શણગાર.

દૂષણ—ખોડ; ખામી.

વ્યસન—પ્રેમ રાખવો તે.

---



# સત્ય.

પ્રભુ રીઝે સદા સત્યે, અને કોપે અસત્યથી;
પ્રભુના ચર્ણમાં જાવા, સત્ય વાણી સદા વદ.



# પાઠ ૨૮. નાભાગની સાચવટ.

ભગવાન મનુના પૌત્રનું નામ નાભાગ હતું. એ ઘણો વિદ્વાન હતો. એક વખત એક જગાએ મોટો યજ્ઞ થતો હતો. ત્યાં જઈ વિદ્યાનો ઉપયોગ કરી ધન પ્રાપ્ત કરવાનો પિતાએ તેને હુકમ કર્યો. પિતાની આજ્ઞા મુજબ નાભાગ યજ્ઞમાં ગયો, ને ત્યાં બેઠેલા બ્રાહ્મણોને તેણે ઘણું જ્ઞાન આપ્યું. નાની વયમાં તેણે આટલું બધું જ્ઞાન મેળવેલું જોઈ બ્રાહ્મણો તેના પર પ્રસન્ન થયા ને તેને યજ્ઞમાં વધેલું સઘળું ધન લઈ જવાની રજા આપી. નાભાગ એ ધન લેવા જતો હતો, એવામાં ત્યાં રુદ્રદેવ આવી ઉભા. તેમણે કહ્યુ, આ યજ્ઞભૂમિ પર પડેલું ધન મારૂં છે. નાભાગે કહ્યું, મને બ્રાહ્મણોએ આપ્યું છે માટે એ મારૂં છે. તેમને આમ વાંધો પડયો તેથી રુદ્રદેવે કહ્યું, ભાઇ, તું ઘેર જઈ તારા બાપને પૂછ કે આ ધન કોનું ? એમના કહેવા પ્રમાણે આપણે કરીશું.

રુદ્રદેવની આ વાત નાભાગને પસંદ પડી. તેથી તકરાર કરવી પડતી મૂકીને તે ઘેર ગયો, ને પિતાને પૂછયું કે યજ્ઞભૂમિ પર વધેલું ધન કોનું કહેવાય ? પુત્રનો આવો પ્રશ્ન સાંભળી જરા પણ પક્ષપાત કર્યા વિના પિતાએ સત્ય ઉત્તર આપ્યો, કે એ ધનતો રુદ્રદેવનુંજ કહેવાય. પિતાનો

આવો જવાબ સાંભળી નાભાગ જરા પણ નાખુશ થયો નહિ. તેણે રુદ્રદેવ પાસે આવી સઘળી સત્ય વાત કહી દીધી. પિતાપુત્રની આવી સાચવટથી રુદ્રદેવ પરમ પ્રસન્ન થયા. તેમણે કહ્યું, વત્સ, તું અને તારા પિતા સત્ય બોલ્યા તેથી હું ખુશી થઈ આ સઘળું ધન લઈ જવાની તને રજા આપું છું. વળી હું તને પરમાત્મા સંબંધી જ્ઞાન આપું છું તે પણ સાંભળ. આમ કહી તેમણે નાભાગને અમૂલ્ય જ્ઞાન આપ્યું. પછી સત્ય પર પ્રીતિ રાખનારા રુદ્રદેવ ત્યાંથી અદૃશ્ય થઇ ગયા.

---

### પ્રશ્નો.

૧. નાભાગ યજ્ઞમાં કેમ ગયો હતો ?
૨. રુદ્રદેવ સાથે તેની શી તકરાર થઇ ?
૩. તકરારનો નિકાલ શી રીતે આવ્યો ?
૪. રુદ્રદેવ તેના પર પ્રસન્ન કેમ થયા ?
૫. તેમણે નાભાગને શું આપ્યું ?

---

## પાઠ ૨૯. સત્ય બોલવાની હિંમત.

કુબાદશાહના સમયમાં કોઈ એક મુસાફર રસ્તે થઈ ચાલ્યો જતો હતો. તેણે મેદાનમાં એક માણસને મરણ

પામેલો જોયો. તેનું માથું કપાએલું હતું ને છાતીમાં એક છરી ભોંકેલી હતી. આવો ભયંકર બનાવ જોઈ પેલો માણસ ગભરાઈ સ્તબ્ધ બની ગયો. એ વેળા તે દેશના હાકેમનો એક નોકર ત્યાં થઈને જતો હતો. તેણે પેલા મુસાફરને ભયભીત બનેલો જોઇ વિચાર્યું, કે આ ખૂન કરનાર આ માણસજ હોવો જોઇએ. પછી તેણે પેલા મુસાફરને પકડી હાકેમ પાસે મોકલી દીધો. હાકેમે તેને ધમકાવીને કહ્યું, કે તેં આ ખૂન શા માટે કર્યું ? પેલા મુસાફરે આજીજી કરી જવાબ આપ્યો, કે એ સંબંધી હું કંઈ પણ જાણતો નથી. આપના નોકરે મને માત્ર શક ઉપરથી પકડી અહીં આણ્યો છે. હાકેમે કહ્યું, કે આ ખૂન તો તેંજ કર્યું છે. મને તારા પર પાકો શક છે માટે તે છુપાવવા તું મિથ્યા પ્રયત્ન ન કર.

આ સાંભળી પેલો મુસાફર બોલ્યો, ખુદાવિંદ, આપ મને માત્ર શક ઉપરથી અપરાધી ન ઠરાવો. કારણ કે બધાં અનુમાન કાંઈ સાચાં નીવડતાં નથી. હાકેમે તેની આ વાત ધ્યાનમાં લીધી નહિ અને તેને ફાંસીનો હુકમ કર્યો. પછી તે વખતના રિવાજ પ્રમાણે શહેરમાં ઢંઢેરો પીટાવ્યો, કે આ માણસે મેદાનમાં કોઈ એક માણસનું ખૂન કર્યું છે માટે તેને ફાંસી દેવામાં આવે છે.

પછી તેને ફાંસીની જગાએ લઇ જવામાં આવ્યો. તે

વખતે ત્યાં જોવા માટે ઘણાં માણસો ભેગાં થયાં હતાં. જે વખતે પેલા મુસાફરને ફાંસીએ ચડાવવા માટે તૈયાર કરવામાં આવ્યો, તે વખતે તેણે પુષ્કળ રૂદન કરવા માંડયું. તેનું આવું રૂદન જોઈ ટોળામાંથી એક જવાન બહાર આવ્યો, ને મોટેથી બોલ્યો ઓ મહેતર, આ માણસ તદ્દન નિરપરાધી છે ને નિરપરાધીને મારવો એ મોટું પાપ છે; માટે તું જરા થોભ, ઉતાવળો ન થા. હું હાકેમની હજુરમાં જઈ સત્ય વાત કહી દઉં છું. મહેતર થોભ્યો ને પેલો માણસ દોડતો દોડતો હાકેમ પાસે જઈ બોલ્યો, ખુદાવિંદ મેદાનમાં જે ખૂન થયું છે તે કરનાર હું છું. એ માણસ મારો શત્રુ હતો તેથી મેં તેને લાગ જોઈ મારી નાખ્યો છે. આપે જે માણસને સજા કરી છે, તે તો તદ્દન નિર્દોષ છે. આ વાતમાં તે કંઈ પણ જાણતો નથી. ખરો ગુનેગાર તો હું છું. માટે મને જે સજા કરવી ઘટે તે કરો.

આ જવાનના આવાં સત્ય અને હિંમતભર્યાં વચન સાંભળી હાકેમ આશ્ચર્ય પામ્યો ને પોતાની ભૂલ માટે શરમાયો. તે વખતથી તેણે મનમાં નિશ્ચય કર્યો, કે હવે પછી માત્ર શક ઉપરથી કોઈ પણ માણસને સજા કરવી નહિ. પછી તેણે પોતાના બધા ન્યાયાધીશો, ધર્મશાસ્ત્રીઓ અને વિદ્વાનોને ભેગા કરી કહ્યું, આ જવાનને હવે શી સજા કરવી? લાંબો વિચાર કર્યા પછી સઘળાએ એકમત થઈ કહ્યું, આ

માણુસે એકનું ખૂન કર્યું પણ હિંમતથી સાચું બોલી બીજા-નો જીવ બચાવ્યો, માટે ને ક્ષમા આપવી ઘટે છે. હાકેમને પણ એ વાત પસંદ પડી, ને તેણે એ જવાનનાં ઘણાં વખાણ કરી તેને એક કીમતી પોશાક ભેટ આપી છોડી મૂકયો.

---

### પ્રશ્નો.

૧. નોકરે મુસાફરને શાથી પકડી લીધો ?
૨. હાકેમે તેને શા ઉપરથી સખ્ત કરી ?
૩. જવાને મહેતરને શું કહ્યું ?
૪. તેણે હાકેમ પાસે જઇ શું કહ્યું ?
૫. હાકેમ શાથી શરમાયો ?
૬. તે જવાનને શા કારણ છોડી મૂકયો ને ઇનામ આપ્યું ?

---

## પાઠ ૩૦. ગરીબ છોકરાનું પ્રમાણિકપણું.

એક ગરીબ છોકરો હતો. એક વખત તેની બેન માંદી હતી તેથી હવા લેવા માટે તે જતો હતો. પાછા આવતાં તેને રસ્તામાંથી એક નાની ચોપડી જડી. તેમાં પચાસ ડાલરની નોટો હતી. એ છોકરો પ્રમાણિક હતો તેથી

તેણે એ નોટો તેના ખરા માલીકને પાછી આપવાનો નિશ્ચય કર્યો. ઘેર આવી તે નોટો માના હાથમાં મૂકી તે બોલ્યો, આ નોટો જેની ખોવાઈ હશે તે બિચારાને અત્યારે કેટલું દુઃખ થતું હશે ! આટલા પૈસા મેળવતાં કોણ જાણે એને કેટલીયે મહેનત પડી હશે ! આ પૈસા આપણે વાપરીએ તો પ્રભુ આપણા પર રાજી ન રહે. માટે એનો ધણી મળશે ત્યારે આપણે તેને પાછી આપી દઈશું. આ છોકરાની મા ઘણી ગરીબ હતી અને હમણાં તેને છોકરીની દવા માટે પૈસાની ઘણી જરૂર હતી, છતાં તેનું મન જરાએ ચોરાયું નહિ. તેણે ખુશી થઈ કહ્યું, દીકરા, પ્રભુએ તને પૈસા કરતાં આવી સુબુદ્ધિ આપી છે, તેથી હું તેનો ઘણો પાડ માનું છું.

બીજે દિવસે તેણે વર્તમાનપત્રમાં એવી જાહેર ખબર છપાવી, કે કાલે અમને રસ્તામાંથી એક ચોપડી જડી છે. તેમાં પચાસ ડાલરની નોટો છે. તે જેની હોય તેણે અમારી પાસેથી સાબીતી આપી લઈ જવી. આ ખબર વાંચી થોડા દિવસે તેનો માલીક ત્યાં આવ્યો. આ છોકરો ને તેની મા ઘણાં ગરીબ હોવા છતાં આટલાં બધાં પ્રમાણિક છે એ જોઈને તે ઘણો ખુશી થયો. તેણે એ સઘળી નોટો પેલી માંદી છોકરીની દવા માટે આપી દીધી. વળી તેણે પેલા છોકરાને પોતાને ઘેર નોકર રાખ્યો. આ છોકરો આગળ

જતાં અમેરિકાના બાહીઆ નગરમાં મોટો પ્રખ્યાત વેપારી થયો.

---

### પ્રશ્નો.

૧. છોકરાને રસ્તામાંથી શું જડયું ?
૨. ઘેર આવીને તેણે માને શું કહ્યું ?
૩. માએ તેને શું કહ્યું ?
૪. તેમણે નોટો તેના ધણીને શી રીતે પહોંચાડી ?
૫. આવા પ્રમાણિકપણાથી તેને શો લાભ થયો ?

---

## પાઠ ૩૧. દગાનું ફળ.

દિલ્હીના પાદશાહ ઔરંગજેબે મારવાડના મહાન રાજા જસવંતસિંહને કપટથી મરાવી તેનું રાજ્ય ખાલસા કરવાનો વિચાર કર્યો. આથી મારવાડના સઘળા રાઠોડો પોતાના દેશની સ્વતંત્રતાનું રક્ષણ કરવા એકત્ર થયા. તેમણે મેવાડના રાણાની મદદ લઇ પાદશાહની સેના સાથે યુદ્ધ આરંભ્યું. બંને સેના વચ્ચે જબરો જંગ મચ્યો. મુસલમાની સેનાના નાયક શાહજાદો અકબર ને તૈમરખાન હતા. તેઓ રજપુતોનું આવું પ્રચંડ પરાક્રમ જોઈ ખુશી થયા ને તેમણે લડાઈ બંધ કરી દીધી.

આ વખતે પાદશાહ થોડું સૈન્ય લઈ અજમેરમાં રહ્યો હતો. તે આ વાત સાંભળી ઘણો દીલગીર થયો. રજપૂત સેના શાહજાદાને લઈ અજમેર તરફ ચાલી. ઔરંગજેબને પદભ્રષ્ટ કરી અકબરને ગાદીએ બેસાડવાનો તેનો ઇરાદો હતો. અકબર નિષ્કપટી ને ઉદાર દીલનો હતો. તૈબરખાન ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખી લડાઈનો બધો ભાર તેણે તેના પર મૂકયો હતો. પણ તૈબરખાન એવા વિશ્વાસને પાત્ર ન હતો. તે લોભી ને દુષ્ટ હતો. તેણે વિચાર કર્યો, કે જો હું આ વખતે શાહજાદાને પાદશાહના હાથમાં સોંપી દઉં તો તે મારા પર પ્રસન્ન થાય ને મને ભારે ઇનામ આપે. આમ વિચારી તે એક રાતે વેશ બદલી છાનોમાનો પાદશાહ પાસે ગયો, ને તેને પોતાનો ઈરાદો જણાવ્યો. પાદશાહ તો આવું ખોળતોજ હતો. તેણે તૈબરને ભારે ભારે લાલચો આપી પુરેપુરો ફસાવ્યો. ત્યાંથી ખુશી થતો થતો તે પોતાની છાવણીમાં જતો રહ્યો. એ આખી રાત તો તેણે ઘણા આનંદમાં ગુજારી. બીજે દિવસે તેણે રાઠોડ સેના પર એક છુપો પત્ર લખ્યો. તેમાં જણાવ્યું કે અકબર ને ઔરંગજેબ સંપી ગયા છે. માટે તમે અકબરનો પક્ષ છોડી જલદીથી ચાલ્યા જાઓ. નહિ તો હવે પછી તમને જે નુકસાન થશે તેનો જવાબદાર હું નથી. રાઠોડ સેના આવો પત્ર વાંચી નવાઈ પામી, ને પત્રની હકીકત ખરી માની તે પોતાની રાજધાની તરફ પાછી ફરી. હવે અકબર એકલો પડયો

તેથી પાદશાહે તેને કેદ પકડી લીધો. પોતાની ધારેલી ધારણા પાર પડી તેથી રાજી થતો થતો તૈબર પાદશાહ પાસે ઇનામ લેવા ગયો. ત્યાં તેને વિશ્વાસઘાતનું યોગ્ય ઇનામ મળ્યું. શાહની એકજ ગદાના પ્રચંડ પ્રહારથી તેનો આત્મા પરલોકમાં પ્રયાણ કરી ગયો. જોયું, વિશ્વાસઘાતનું ફળ !

---

**પ્રશ્ન.**

૧ રજપૂતો ને મુસલમાનો વચ્ચે શાથી યુદ્ધ થયું ?

૨ તૈબરે શો પ્રપંચ કર્યો ?

૩ અકબર શાથી કેદ પકડાયો ?

૪ તૈબરને તેના કૃત્યનો કેવો બદલો મળ્યો ?

---

# પાઠ ૩૨. બ્રાહ્મણની લુચ્ચાઈ.

સંવત ૧૭૬૧ ના ચૈત્રમાસમાં આનંદગઢ પ્રચંડ મોગલ દળથી ઘેરાઇ ગયો હતો. ગુરુગોવિંદસિંહે કેટલાક દિવસ સુધી એનો બહાદુરીથી બચાવ કીધો. આખરે ખોરાક ખૂટી જવાથી પચાસ શીખ વીરોને લઇ તેઓ પોતાના કુટુંબ સાથે બહાર નીકળી ગયા. રસ્તામાં તેમને કેટલાક મોગલ સિપાઈઓ સાથે ઝપાઝપી થઈ. તેમાં ગુરુસાહેબની માતા ને

બે નાના પુત્રો છૂટાં પડી ગયાં. એમની સાથે ગુરુસાહેબ-નો એક બ્રાહ્મણ રસોઇઓ હતો. તે એમને પોતાને ઘેર તેડી ગયો.

બે દિવસ સુધી તો તે બ્રાહ્મણે ગુરુસાહેબનાં માતાની સારી સેવા ઉઠાવી. પણ ત્રીજે દિવસે તેની દાનત બદલાઇ! હકીકત એવી હતી કે ગુરુસાહેબનાં માતા પાસે એક નાની પેટી હતી. તેમાં કેટલાક લાખની કિંમતનું ઝવેરાત હતું. માતાજી તેને રાતે ઓસીકા નીચે મૂકી સૂઈ રહેતાં. એ પેટી જોઇને બ્રાહ્મણભાઇની નજર બગડી, અને લાગ જોઈ તેમણે તે છૂપાવી દીધી પણ ખરી! સવારમાં ઊઠી માતુશ્રી જુએ છે તો પેટી ન મળે! આથી તે ઘણાં દીલગીર થયાં. એમણે પેલા બ્રાહ્મણને પૂછ્યું, એટલે તે તડૂકીને બોલ્યો, શું મેં તમારી પેટી ચોરી લીધી? શા માટે ન ચોરૂં! જીવનું જોખમ વહોરી મેં તમને અહીં લાવી રાખ્યાં તેનું આ ઇનામ! હાય સમયની બલિહારી છે! જો પાદશાહના કોઇ માણસને આ વાતની ખબર પડે તો શું થાય? આપણો બંનેનો જીવ જાય, સમજ્યાં?

માતાજી તો આ સાંભળી ડરી ગયાં. તે દીનભાવે બોલ્યાં, મહારાજ, હું આપને માથે ચોરી નથી ચઢાવતી. હું તો એમ પૂછું છું કે એ પેટી સંબંધી આપ કંઇ

જાણો છો ? આમ કહી ચતુર માતાજીએ એને શાંત કર્યો. હવે પેલો બ્રાહ્મણ ઝવેરાત શી રીતે પચાવવું તે વિચારવા લાગ્યો. બીજે દિવસે તે શહેરના કોટવાળ પાસે ગયો ને ગુરુસાહેબનાં માણસો પોતાને ઘેર છે એમ તેને કહી દીધું. કોટવાળે તરત એ ત્રણેને કેદ પકડી લીધાં. માતાજી કાંઈ આથી બીધાં નહિ. તે હિંમતથી બોલ્યાં, ગુરુતેગબહાદુરની પત્ની અને ગુરુગોવિંદસિંહની માતા, મરવું શી રીતે તે સારી પેઠે સમજે છે ! પછી બ્રાહ્મણે પેટી ચોર્યાની વાત પણ કોટવાળના જાણવામાં આવી. તેથી એણે એ બ્રાહ્મણના ઘરની તપાસ કરી તો તેમાંથી પેલી પેટી મળી આવી. પછી તે સઘળાંને તેણે સરહિંદના સુબા પાસે મોકલી દીધાં.

---

પ્રશ્નો.

૧ ગુરુસાહેબનાં માતા બ્રાહ્મણને ત્યાં કેમ રહ્યાં હતાં ?

૨ બ્રાહ્મણે તેમને શો દગો કર્યો ?

૩ તેનું પરિણામ શું આવ્યું ?

---

# પાઠ ૩૩. ઢોંગી ડાહેર.

અરબસ્તાનમાં બેદુઇન નામની એક જંગલી જાત છે. એ લોકો પોતાનાં બેટાંબકરાં લઇ વગડામાં રખડતા ફરે છે. ત્યાં નેબર નામનો એક બેદુઇન હતો. તેની પાસે એક સરસ ઊંટ હતું. એ ઊંટ તે કોઈને વેચતો ન હતો. ડાહેર નામના એક બીજા બેદુઇને એ ઊંટ પડાવી લેવાનો વિચાર કર્યો.

એક વખત નેબર એ ઊંટપર બેસી રણમાં મુસાફરી કરતો હતો. તે વખતે ડાહેર મોંઢે રંગ ચોપડી, ફાટાંતૂટાં કપડાં પહેરી, અપંગ ભિખારીનો ઢોંગ કરી, તેના રસ્તામાં જઈ બેઠો. નેબરને જોઈ તે દયામણે ચહેરે બોલ્યો, ભાઈ, હું ત્રણ દિવસથી ભૂખ્યો તરસ્યો છું. પગે લંગડો હોવાથી મારાથી આગળ ચાલી શકાતું પણ નથી. માટે ખુદાને ખાતર દયા લાવી મને મદદ કર. ડાહેરના આ શબ્દો સાંભળી નેબરને ઘણી દયા આવી. તેણે ઊંટ પરથી નીચે ઉતરી ડાહેરને થોડું ખાવાનું તથા પાણી આપ્યું. પછી કહ્યું, ભાઇ, લે તું આ મારા ઊંટ પર બેસ. ઢોંગી ડાહેરે કહ્યું, મારાથી ઊંટ પર ચઢી શકાતું નથી, માટે તું મને ઊંચકીને બેસાડ. નેબરે તેને ઊંચકીને ઊંટ પર બેસાડયો. ઊંટની દોરી હાથમાં લીધા પછી ડાહેર

બોલ્યો, નેબર ! તું મને ઓળખે છે, હું કોણ છું તે ? આમ કહી તેણે પોતાનું ખરેખરૂં સ્વરૂપ બતાવ્યું, ને કહ્યું, હવે હું તને કદી આ ઊંટ આપવાનો નથી. ઊમરાવ દીલનો નેબર આ શબ્દો સાંભળી જરા પણ દીલગીર ન થયો, કે તેણે ડાહેરના હાથમાંથી દોરી લેવા જરાએ ખેંચતાણ ન કરી ! ધીમેથી તે માત્ર એટલુંજ બોલ્યો ડાહેર, જો કોઇ તને પૂછે કે આ ઊંટ તેં શી રીતે આણ્યું તો તેને તું ખરી વાત કરતો નહિ. ડાહેર તડૂકી બોલ્યો, કેમ ન કહું ? નેબર બોલ્યો, જો તું ખરી વાત કહીશ તો સઘળા મુસાફરોના મન પર એની ખરાબ અસર થશે. તેઓ રસ્તે જતા કોઈ દુઃખી નિરાધાર માણસને પછી મદદ સરખી પણ નહિ આપે. અફસોસ ! તારા આ ઢોંગને લીધે કેટલા નિર્દોષ ગરીબો માર્યા જશે ? નેબરના આ શબ્દો સાંભળી ડાહેર શરમાયો. તે ઊંટ પરથી નીચે ઉતરી પડી દોરી નેબરના હાથમાં મૂકતાં બોલ્યો, ભાઈ, મેં આ મોટો ગુનો કર્યો તે માફ કર. હવે પછી હું કદી આવું કામ નહિ કરૂં.

---

## પ્રશ્નો.

૧ ડાહેરે શી રીતે ઊંટ પડાવી લીધું ?

૨ નેબરે તેને શું કહ્યું ?

૩ ડાહેરના મન પર એની શી અસર થઈ ?

---

# પાઠ ૩૪. સત્ય વિષે.

છપ્પા.

સૂણજે મારા મિત્ર, કહું છું શિક્ષા સારી;
સદા પાળવું સાચ, નીતિની વાત વિચારી;
સાચું ધન છે સાચ, કીર્તિ તે ખરચે વાધે;
પ્રેમે પાળી સાચ, સ્વર્ગ શાણા નર સાધે;
શુભ સાચસરૂપી નાવ છે, ભવસાગર તરવા તણું;
છે સાચ તણો મહિમા ઘણો, એથી શું અદકું ભણું? ૧

સાચ ધર્મનું અંગ, સાચ પ્રભુને પ્રિય લાગે;
સાચે પુણ્ય અનંત, સાચથી સંકટ ભાગે;
સહુ સારા ગુણતણું, સાચ ગુણ જીવન કહીએ;
સાચ અવનિ આધાર, સાચથી સહુ સુખ લહીએ;
શુભ ધર્મ કર્મ સાચે ફળે, સાચે મનવાંછિત મળે;
મન શુદ્ધ રહે છે સાચથી, સાચે સહુ સાધન ફળે. ૨

સાચો ગુરુ જો હોય, ખરો ઉપદેશ બતાવે;
હોયે સાચો શિષ્ય, ગુરુનું મન રીઝાવે;
જો છે સાચો શેઠ, વેણ વાંકું નવ બોલે;
સાચો ન્યાયાધીશ ન્યાય, સાચો તે તોળે;

સહુ લેણુદેણુ વહેવારમાં, સાચો નર પૂજાય છે;
આ જગમાં સાચા નર તણો, ઉજ્જવલ યશ સૌ ગાય છે. ૩

સાચો નરપતિ હોય, નીતિ જગમાંહી વધારે;
સાચો સેવક હોય, ધણીનું કામ સુધારે;
સાચાનો વિશ્વાસ, કરે સૌ માનવ મોટા;
જેના મનોવિકાર, કદી ઉપજે નવ ખોટા;
જન સાચો ઈશ્વરને ગમે, સાચાને શાણા નમે;
સાચાની મૈત્રી કરે, તે સુખસંપત્તમાં રમે. ૪

સાચો હીરો હોય, મૂલ્ય તો તેનું માગે;
સાચું પાણી હોય, તરસ તે પીતાં ભાગે;
સાચું ઔષધ હોય, રોગ તનનો તે ટાળે;
સાચું નાણું હોય, ચડપ ચૌટામાં ચાલે;
સૌ સ્થાવર જંગમ જાતિમાં, સાચાનો મહિમા ઘણો;
આ વ્રજવાણી વાંચી કરી, ભવિક વેણુ સાચું ભણો. ૫

વ્રજલાલ શાસ્ત્રી.

---

વાધે—વધે.
ભવસાગર—સંસાર રૂપી સાગર.
અવનિ—પૃથ્વી.
મનોવિકાર—મનની વૃત્તિઓ.
મૈત્રી—દોસ્તી.
સ્થાવર—સ્થિર; અચળ
જંગમ— ખસેડી શકાય તેવી.
ભવિક—સંસારી માણસ.

## દયા—પરોપકાર.

જોઇ ગરક જન દુઃખમાં, કર કરૂણા હંમેશ;
રંક ભણી તું જોય તો, જોય તને પરમેશ.

નર્મદાશંકર.

# પાઠ ૩૫. ગુપ્ત દાન.

એક વખત પંડિત ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર કલકત્તા શહેરમાં ફરતા હતા. તેમને નદીએથી સ્નાન કરીને આવતો એક બ્રાહ્મણ સામો મળ્યો. એ બ્રાહ્મણ ઘણો દીલગીર દેખાતો હતો. તેની આંખોમાંથી ચોધાર આંસુ વહેતાં હતાં. વિદ્યાસાગરને તે જોઇ દયા આવી. તેમણે બ્રાહ્મણને પૂછ્યું, ભાઇ, તું શા માટે રડે છે? તને શું દુઃખ છે? આ વખતે વિદ્યાસાગરે એક જાડું ધોતીઉં ને સાદી સપાટો પહેરેલી હતી તેથી બ્રાહ્મણ સમજ્યો કે આવા માણસ પાસેથી મને શું મળવાનું છે? આથી તેણે કંઇ જવાબ દીધો નહિ. વિદ્યાસાગર તેનો આ ભાવ સમજી બોલ્યા, ભાઈ, તું કહે તો ખરો કે તને શું દુઃખ છે? બ્રાહ્મણે કહ્યું, મેં એક માણસ પાસેથી પાંચસો રૂપીઆ લાવી મારી દીકરીને કન્યાદાન દીધું હતું. હમણાં વ્યાજ સાથે તેના ૨૪૦૦ રૂપીઆ નીકળે છે. તે વસુલ કરવા તેણે મારા ઉપર દાવો કર્યો છે. મહારાજ હમણાં મારી પાસે રાતી પાઈ પણ નથી તો એટલા બધા રૂપીઆ ક્યાંથી લાવી આપું? વિદ્યાસાગરે પૂછ્યું, કેસ કઈ તારીખે ચાલવાનો છે? બ્રાહ્મણે જવાબ દીધો કે પરમ દિવસે. પછી તેની સાથે વાતચીત કરતાં વિદ્યાસાગરે તે બ્રાહ્મણનું નામ ને કેસનો નંબર જાણી લીધાં

બીજે દિવસે વિદ્યાસાગર કોર્ટમાં ગયા. તપાસ કરતાં તેમને પેલા બ્રાહ્મણની વાત ખરી માલુમ પડી. આ ઉપરથી પેલા ગરીબ બ્રાહ્મણને દુઃખમાંથી મુકત કરવાને માટે તેમણે તરત ૨૪૦૦ રૂપીઆ તિજોરીમાં ભરી બ્રાહ્મણને નામે જમા કરાવી દીધા! તેમણે કચેરીના બધા કારકુનોને પોતાનું નામ પ્રગટ નહિ કરવાની સૂચના આપી, પોતે ઘેર ચાલ્યા ગયા. મુદતને દિવસે પેલો બ્રાહ્મણ કચેરીમાં ગયો. ત્યાં તેને જણાયું કે પોતાનું દેવું તો વળી ગયું છે! જે કલકત્તા શહેરમાં મોટા મોટા લક્ષાધિપતિઓ પાસેથી તેને એક કોડી પણ મળી ન હતી તે શહેરમાં આવું ગુપ્ત દાન કરનાર ધર્માત્મા વસે છે એ જાણી તે ઘણુંજ આશ્ચર્ય પામ્યો,

---

## પ્રશ્નો.

૧ બ્રાહ્મણને શું દુઃખ હતું?

૨ પ્રથમ તેણે શા વિચારથી પોતાનું દુઃખ જણાવ્યું નહિ?

૩ વિદ્યાસાગરે તેનું દુઃખ શી રીતે મટાડયું?

૪ વિદ્યાસાગરે કારકુનોને કેવી સૂચના આપી? તે શા માટે?

# પાઠ ૩૬. દયાનું ઉમદા દૃષ્ટાંત.

---

ભક્તરાજ તુકારામનું ચિત્ત ઈશ્વરભક્તિ તરફ વધારે હતું એ તમે જાણો છો. એ કારણથી તેમને કામધંધા ઉપર ઓછો પ્રેમ થતો નહિ. આથી કરી ધીમે ધીમે તેમની આવક ઘટવા માંડી ને થોડા વખત પછી તો તેમના કુટુંબને ખાવાપીવાના પણ સાંસા પડવા લાગ્યા.

છેવટે તુકારામને તેમનાં પત્નીએ પોતાના પિએરથી વેપાર કરવા માટે ૨૦૦ રૂપીઆ લાવી આપ્યા. બીજા વેપારીઓ સાથે તુકારામ પણ એ રૂપીઆ લઈ વેપાર કરવા ગયા. પ્રભુકૃપાથી આ વખતે તેમને સારો ફાયદો થયો. પૈસા લઈ સઘળા ઘર તરફ આવતા હતા. એવામાં રસ્તામાં તેમને કેટલાક સિપાઈઓ મળ્યા. એ સિપાઈઓ એક ગરીબ બ્રાહ્મણને પકડી લઈ જતા હતા. એ બ્રાહ્મણનું શરીર ઘણું દુર્બળ હતું ને તેના ગળામાં ફાંસો નાખેલો હતો. પાછળ તેની સ્ત્રી હૈયાફાટ રૂદન કરતી ચાલતી હતી. એ બ્રાહ્મણ ઉપર તેના માગતાવાળાએ ફરિઆદ કરેલી તેથી સરકારે તેને આવી સજા કરી હતી. આવી સ્થિતિમાં બ્રાહ્મણ ગામે ગામ ફરી ભીખ માગતો ને જે કંઈ મળતું તે આપી દેવું પતવતો.

બાર વરસથી તે આવી રીતે દુઃખ વેઠતો હતો છતાં તેનું દેવું પતી રહ્યું ન હતું.

તુકારામ ને તેમની સાથેના બીજા વેપારીઓ પાસે આવી પેલા બ્રાહ્મણે પોતાનું દુઃખ જણાવ્યું. બ્રાહ્મણનું દુઃખ જોઈ તુકારામનું હૃદય તો દયાથી પીગળી ગયું. તેમની આંખોમાંથી ખરખર આંસુ નીકળી પડયાં. બીજા વેપારીઓ તો ત્યાંથી ચાલતા થયા પણ તુકારામ તો એક ડગલુંએ આગળ ન વધ્યા. તેમણે પોતાની પાસેના બધા પૈસા આપી બ્રાહ્મણનું દેવું પતાવી દીધું. આથી બ્રાહ્મણ અને તેની સ્ત્રી તુકારામ મહારાજનો અંતઃકરણથી ઉપકાર માનવા લાગ્યાં ને તેમને હજારો આશીર્વાદ દેવા લાગ્યાં.

---

## પ્રશ્નો.

૧ તુકારામે બસો રુપીઆ શી રીતે મેળવ્યા હતા ?

૨ બ્રાહ્મણને શું દુઃખ હતુ ?

૩ તુકારામે તેનું દુઃખ શી રીતે મટાડયું ?

# પાઠ ૩૭. કબીર ને ભિખારી.

આજથી લગભગ ચારસો વરસ પહેલાં ઉત્તર હિંદમાં કબીરજી નામના એક મહાન સંતપુરુષ થઈ ગયા. તેઓ વણકરને ઘેર ઉછર્યા હતા ને કપડાં વણી પોતાના કુટુંબનું ગુજરાન ચલાવતા હતા. તેઓ ઘરના ઘણા ગરીબ હોવા છતાં જાતે દુઃખ વેઠીને પણ પરમાર્થ કરવા તત્પર રહેતા. એક વખત એવો પ્રસંગ બન્યો કે એમના ઘરમાં બીલકુલ અનાજ થઈ રહ્યું. બજારમાંથી અનાજ વેચાતું લાવવાને પાસે પૈસાનું સાધન ન હોવાથી ઘરનાં બધાં માણસો નિરાશ થઈ બેઠાં હતાં. એવામાં કબીરજી ઘેર આવ્યા. તેઓ ઘરમાંથી એક કપડું લઈ બજારમાં ચાલ્યા. એ કપડું વેચી તેના જે પૈસા ઉપજે તેમાંથી અનાજ લાવવાનો એમનો ઇરાદો હતો. બજારમાં જતાં રસ્તામાં એમને એક અપંગ ભિખારી મળ્યો. તે ટાઢને લીધે થરથર ધ્રૂજતો હતો. તેને જોઈ કબીરજીને દયા આવી. તેમણે વિચાર કર્યો કે મને અત્યારે આ કપડાની જેટલી જરૂર છે તેના કરતાં આ બિચારા ભિખારીને એની વધારે જરૂર છે. આમ વિચારી પોતાની સ્થિતિનો જરા પણ વિચાર કર્યા વિના તેમણે તરત હાથમાંનું કપડું પેલા ભિખારીને આપી દીધું ! ! કપડું મળવાથી પેલો

ભિખારી આનંદ પામ્યો ને તે કબીરજીને આશિષ દેવા લાગ્યો.

થોડી વાર બજારમાં આમ તેમ ફરી કબીરજી ખાલી હાથે ઘર તરફ પાછા વળ્યા. દુઃખી માણસનું દુઃખ મટાડવાનો પોતાને અમૂલ્ય પ્રસંગ મળ્યો તેથી આનંદ પામી તેઓ પ્રભુનો પાડ માનતા હતા. જ્યારે તેઓ ઘર નજીક આવ્યા ત્યારે તેમને ઘરની સ્થિતિ યાદ આવી. પ્રભુની ઇચ્છા હશે એમ થશે એમ વિચારી તેમણે એ બાબતનો જરાએ શોચ ન કર્યો. જ્યારે તેઓ ઘરમાં પેઠા ત્યારે તેમણે શું જોયું? માતા રસોઇ તૈયાર કરી તેમની રાહ જોતાં બેઠાં છે! આ જોઇ કબીરજીએ આશ્ચર્ય પામી પૂછ્યું, માજી, આપે રસોઇ કેવી રીતે બનાવી? માજીએ જવાબ વાળ્યો કે ભાઈ, તેંજ બજારમાંથી કોઈ માણસ સાથે અનાજ ઘેર મોકલ્યું હતું ને. કબીરજી આનંદ પામી બોલ્યા, માજી! એ મારૂં કામ નથી પણ દીનદયાળ પ્રભુની કૃપાનું પરિણામ છે. આમ કહી તેમણે બનેલી સઘળી વાત કહી સંભળાવી.

---

## પ્રશ્નો.

૧ કબીરજી બજારમાં કેમ જતા હતા?

૨ કપડાનો તેમણે શો ઉપયોગ કર્યો?

---

# પાઠ ૩૮. દયાળ શાહજાદી.



**મી**સર દેશની પ્રાચીન પ્રજા સૂર્યપૂજક હતી ને તેનો ધર્મ આર્યધર્મને મળતો હતો. તે વખતે તૈગ્રિસ ને યુફ્રેટિસના પ્રદેશમાં એક બીજી પ્રજા રહેતી હતી. તેના કેટલાક માણસો મીસરમાં જઇ વસ્યા હતા. મીસરમાં ધીમે ધીમે તેમની સંખ્યા વધતી જતી જોઈ ત્યાંના પાદશાહે તેમનો નાશ કરવાનો પ્રયત્ન કરવા માંડ્યો. તેણે એવો હુકમ કાઢ્યો કે એ લોકોને ઘેર છોકરાનો જન્મ થાય કે તરત તેનો ઘાત કરવો ! આ ભયંકર હુકમને લીધે સંકડો પ્રાણોની હાનિ થઈ, ને ઘેર ઘેર રડારોળ થઈ રહી. જાણે એ લોકોના દુઃખનો અવાજ પ્રભુના દરબારમાં પહોંચ્યો હોય, ને તેનો અંત લાવવાનો દયાળુ પ્રભુનો વિચાર હોય તેમ એ પ્રજામાંની એક બાઈને પેટે એક સુંદર પુત્રનો જન્મ થયો. તેનો પ્રાણ બચાવવાને ખાતર તેની માએ તેને ત્રણ મહીના સુધી છુપાવી રાખ્યો. પણ એ વાત બહાર પડી જવાના ભયથી તેણે એ બાળકને નાઈલ નદીના કિનારે બરૂના જંગલમાં રમતો મૂકી દીધો.

હવે એવું બન્યું કે જે વખતે એ બાઈ પોતાના પ્રાણથી વહાલા બાળકને એ જંગલમાં મૂકીને પાછી ફરતી

હતી એવામાં એ રસ્તે થઈને પાદશાહની પુત્રી નદીએ સ્નાન કરવા જતી હતી. તેણે પેલા બાળકને એકલું રડતું જોયું. તેણે અનુમાન કર્યું કે જે બાઈ હમણાં આ રસ્તેઃ થઈ ને ગઈ તેણેજ આ બાળક મૂકયું હશે. આમ વિચારી તેણે પોતાની એક દાસી પાસે પેલી બાઈને પાછી બોલાવી. કુંવરીએ એ બાઈને દિલાસો આપી હકીકત પૂછી તો જણાયું કે પોતાના પિતાના ઘાતકી હુકમને લીધેજ આ બાળક આવી સ્થિતિમાં આવી પડયું છે. કુંવરીના કોમળ હૃદય પર આની ઘણી અસર થઇ ને તેણે પિતાના હુકમનો અનાદર કરી પેલા કુંવર-ની રક્ષા કરવાનો નિશ્ચય કર્યો. આ સાહસ કરી પાદશાહનો ગુસ્સો નહિ વહોરી લેવાને કેટલીક દાસીઓએ તેને સમજા-વ્યું, પણ કુંવરીએ કહ્યું કે દરેક પ્રાણી ઉપર દયા રાખવી એવી આપણને પ્રભુની આજ્ઞા છે. શું પાદશાહના હુકમથી ડરી જઈ મારે એ મહાપ્રભુની આજ્ઞાનો ભંગ કરવો ? હું ગમે તેવાં સંકટ સહન કરીને પણ એ બાળકનો જીવ ઉગારીશ. એમ કહી તેણે એ બાળક તેની માને ઉછેરવા પાછો સોંપ્યો. જ્યારે એ બાળકે ધાવણ છોડયું ત્યારે કુંવરી-એ તેને પોતાની પાસે લાવી રાખ્યો. પોતાના ભાંડુ સમાન ગણી તેણે તેનું પાલણપોષણ કર્યું ને તેને સઘળી કેળવણી આપી. જ્યારે તે મોટો થયો ત્યારે તેના જન્મ ભેદની સઘળી વાત તેને કહી. આ બાળકે પાછળથી પોતાના

જાતભાઈઓનો ઉદ્ધાર કર્યો. આ બાળક તે યાહુદી ધર્મ-પ્રવર્તક પેગંબર મુસા.

---

પ્રશ્નો.

૧ પાદશાહે શો હુકમ કાઢયો હતો ?

૨ બાળકને તેની માએ જંગલમાં કેમ મૂકયો ?

૩ પાદશાહની કુંવરીએ બાળકને જોઈ શો વિચાર કર્યો ?

૪ તેની દાસીઓએ તેને શું સમજાવ્યું ?

૫ કુંવરીએ તેમને શો જવાબ દીધો ?

૬ બાળકને તેણે શી રીતે ઉછેર્યો ?

---

# પાઠ ૩૯. લિંકનની મુલાકાત.

---

આજથી પચાસ વરસ પહેલાં અમેરિકામાં લિંકન નામનો એક પ્રસિદ્ધ પ્રેસિડંટ થઇ ગયો, તેનો એક મિત્ર એક પ્રસંગનું વર્ણન કરતાં લખે છે, કે એક વખત હું તેના ઓરડામાં દાખલ થયો ત્યારે ત્યાં બે સ્ત્રીઓ બેઠી હતી. લિંકને તેમના તરફ મોં ફેરવી પૂછયું, કેમ બાનુઓ, તમારે

શું કામ છે ? સ્ત્રીઓએ પોતાની તમામ હકીકત કહી સંભળાવી. તે ઉપરથી લિંકન સમજ્યો, કે એકનો પતિ ને બીજીનો દીકરો અમુક ભાગમાં લશ્કરી હુકમ સામે થવા માટે કેદ પકડાએલા છે. લિંકને માયાળુપણાથી તે સ્ત્રીઓને કહ્યું, તમારી અરજી મને આપો. હું તેની તપાસ કરીશ. સ્ત્રીઓએ જવાબ દીધો કે સાહેબ, અમારી પાસે અરજી નથી, તેમ અમને લખતાં આવડતું નથી ને બીજા પાસે લખાવવા જેટલા પૈસા અમારી પાસે નથી. આ કારણથી અમે આપને રૂબરૂ મળવા આવ્યાં છીએ.

આ સાંભળી લિંકનનું હૃદય દયાથી પીગળી ગયું. તે શાંતિથી બોલ્યો, હું હવે તમારી હકીકત સારી પેઠે સમજ્યો છું. પછી તેણે ઘંટડી વગાડી એક જાસુસને બોલાવી કહ્યું, સેનાપતિને ખબર આપો કે લશ્કરી હુકમ સામે થવા માટે જેમને કેદ પકડેલા છે તેમનાં નામની યાદી લઈ મારી પાસે આવે. થોડી વારમાં હાથમાં ટીપ લઈ સેનાપતિ હાજર થયો. લિંકને તેને પૂછ્યું, આ લોકોના ગુનામાં કંઈ ઓછાવત્તાપણું છે કે ? સેનાપતિએ કહ્યું નાજી. એ ઉપરથી લિંકને કહ્યું, ઠીક; મને લાગે છે કે આ લોકોને યોગ્ય શિક્ષા થઈ ગઈ છે માટે હવે બધાને છૂટા કરી દેવા જોઈએ. તમે હુકમ લખી નાખો, હું તે ઉપર સહી કરી આપીશ. પછી હુકમ લખી તે પર સહી કરાવી સેનાપતિ ચાલતો થયો. તેના ગયા

પછી લિંકને પેલી સ્રીઓને કહ્યું, બાનુઓ, હવે તમે સુખેથી જાઓ. આ સ્રીઓ રાજી થઈ ઉપકારના આવેશમાં આવી તેને પગે લાગવા જતી હતી, એવામાં તેણે તેમને અટકાવીને કહ્યું, ઉભાં રહો, મને પગે ન લાગો. આ કામ માટે સર્વશક્તિમાન પ્રભુનો ઉપકાર માનો ને તેની સ્તુતિ કરો.

---

### પ્રશ્નો.

૧ લિંકન પાસે બેઉ સ્રીઓ શી અરજ કરવા ગઈ હતી?

૨ લિંકને તેમને શું કહ્યું?

૩ તેણે સેનાપતિ સાથે મળી શી ગોઠવણ કરી?

૪ સ્રીઓ તેને શા માટે પગે લાગતી હતી?

---

## પાઠ ૪૦. પરગજુ પ્રાણીઓ.

---

હાલમાં યુરોપમાં લડાઈનાં મેદાનોમાં માણસોથી પણ ન બની શકે એવાં ઘણાં કામો કુતરાં જેવાં પ્રાણીઓએ કરી બતાવ્યાં છે. રણક્ષેત્રમાં મુડદાંના ઢગલા નીચે એકાદ

ઘાયલ માણસ જીવતો હોય તોપણ ઘાયલોને ખોળવા ગએલા માણસો તેને દેખી શકતા નથી. કારણ કે એ ઘાયલ માણસ દુઃખને લીધે બેભાન થઈ પડેલો હોય એટલે તેનાથી બોલાય નહિ. ત્યાં કેળવાએલા કુતરા સૂંઘવાની શક્તિથી એવા માણસોને શોધી કાઢી મોટો ઉપકાર કરે છે. લડાઈમાં ગએલો એક સિપાઇ નીચે પ્રમાણે પોતાની હકીકત જણાવે છે.

લડતાં લડતાં મને ત્રણ ભારે જખમ થયા. હું સૌથી હેઠળ પડયો હતો, ને મારા ઉપર બીજા ઘણા ઘાયલ માણુસો પડયા હતા. પ્રથમ તો હું બેભાન થઈ ગયો હતો. પણ પાછળથી જ્યારે મને ભાન આવ્યું ત્યારે મેં જાણ્યું કે મારા પર ઘણો ભાર છે. તે વખતે રાત ઘણી વીતી ગઈ હતી, ને ઘાયલોને ખોળવા નીકળેલી ટોળી મને મૂકીને ચાલી ગઈ હતી. આથી મને ખાતરી થઈ કે હવે હું કોઇ રીતે બચી શકીશ નહિ. પણ એટલામાં સુભાગ્યે મારા મોં પર એક ગરમ ઉચ્છ્વાસ આવ્યો. મેં તરત જાણી લીધું કે એ ઉચ્છ્વાસ પેલી ટુકડીના કુતરાનો હશે, અને હતું પણ તેમજ. મને સૂંઘવાથી હું જીવતો છું એમ પેલા કુતરાને ખાતરી થઈ. તે દોડતો દોડતો છાવણીમાં ગયો ને ત્યાંથી પેલી ટોળીમાંના કેટલાંક માણસોને બોલાવી લાવ્યો. એ માણસો મને બહાર કાઢી છાવણીમાં લઈ ગયાં. ત્યાં મારી સારી માવજત કરી, તેથી હું થોડાજ વખતમાં તદ્દન સારો

થઈ ગયો. જોયું, કુતરા જેવાં અવાચક પ્રાણીઓ પણ પરો-
પકારનાં કેવાં કામો કરી શકે છે!

પ્રશ્નો.

૧ લડાઇના મેદાનમાં કુતરાં કેવાં કામ કરે છે?
૨ એક સિપાઈ પોતાની શી હકીકત જણાવે છે?

# પાઠ ૪૧. પરોપકાર વિષે.

દોહરા.

એજ વિચાર ઘણો વડો, એજ વડો આચાર;
માણસ માત્રે મન ધરી, કરવો પર ઉપકાર. ૧

પરમેશ્વરનો પામવા, ઇચ્છો પ્રેમ અપાર;
નેહ ધરી નરનારીઓ, કરો ગુપ્ત ઉપકાર. ૨

જપ તપ તીરથ વ્રત નિયમ, સૌ સાધારણ ધર્મ;
પરોપકાર કરો સદા, એજ ધર્મનો મર્મ. ૩

કરીએ સારૂં કોઈનું, એજ ધર્મનું કર્મ;
બીજા કલ્પિત ધર્મ છે, મનમાં સમજો મર્મ. ૪

દુઃખ દેખી દીલ ધરી દયા, દેવું સુખનું દાન;
તન મન ધન તે કારણે, કરો સકળ કુરબાન. ૫

આપ વિચારો આપનું, દેહતણું જે દુઃખ.
સમજો તેવું સર્વને, દેહ સુખ કે દુઃખ. ૬

તે માટે મનમાં તમે, કરજો પ્રથમ વિચાર;
આ કરવાથી કેટલો, થાશે પર ઉપકાર. ૭

સારૂં કોનું શું કર્યું? એ ઉર વિષે વિચાર;
ઊંડા ઊંડા ભેદની, તજ બીજી તકરાર. ૮

કરો સુધારો દેશમાં, જન સુખ લે સૌ ઠામ;
ધર્મ જાણી મનમાં ધરો, એવાં ઉત્તમ કામ. ૯

**દલપતરામ.**

---

| | |
|---|---|
| નેહ—પ્રેમ. | કલ્પિત—ખોટા. |
| મર્મ—ભેદ. | કુરબાન—અર્પણ કરવું. |
| વ્યર્થ—ફોકટ. | ઉર—મન. |

---

# બંધુપ્રેમ.

દુઃખે દાઝશે ભાઇનું દીલ જેવું,
કદી અન્યનું દીલ દાઝે ન એવું;
સદા કાળ તે સાથ સાચી સગાઈ,
ભલે હોય ભુંડો ભલો તોય ભાઈ.

દલપતરામ.

# પાઠ ૪૨. પ્રતાપ ને શુકતસિંહ.

મેવાડના મહારાણા પ્રતાપસિંહનું નામ તો બધાએ સાંભળ્યું છે. પોતાના દેશની સ્વતંત્રતા જાળવવા ખાતર એણે ઘણું કષ્ટ સહન કર્યું હતું. એ પ્રતાપને શુકતસિંહ નામનો એક ભાઇ હતો. બંને ભાઈ એક વખત શિકારે ગયા હતા. ત્યાં તેમને તકરાર થઇ ને ખૂબ લડયા. શુકતસિંહ ત્યાંથી રિસાઇને પ્રતાપના શત્રુ અકબર પાદશાહના પક્ષમાં ભરાયો.

પ્રતાપને તાબે કરવા અકબરે જ્યારે મેવાડ ઉપર ચડાઈ કરી ત્યારે મોગલ સેનામાં અનેક રજપૂત સરદારો સાથે શુકતસિંહ પણ હતો. હલદીઘાટ આગળ જબરો જંગ મચ્યો. તેમાં પ્રતાપે અને તેના બાવીસ હજાર દેશભક્ત વીરોએ અતુલ બળ દાખવ્યું, છતાં મોગલોના મોટા સૈન્ય સામે તેઓ ટકી શકયા નહિ. આ યુદ્ધમાં પ્રતાપ અને તેનો ઘોડો ચેતક બંને સખત ઘવાયા. આખરે ઘવાએલા ઘોડા ઉપર બેસી પ્રતાપ રણભૂમિ છોડી ચાલી નીકળ્યો. તેને પકડવા માટે બે મોગલ સવારો પાછળ દોડયા. આ સઘળો બનાવ શુકતસિંહના જોવામાં આવ્યો. જો કે તે મોગલ પક્ષમાં રહી પ્રતાપ સામે લડતો હતો છતાં અત્યારે પોતાના

પ્રતાપી ભાઇને આવા ભારે સંકટમાં આવી પડેલો જોઈને તેના હૃદયમાંથી વૈરભાવ જતો રહ્યો ને બંધુભાવ ઉભરાઈ આવ્યો. રણભૂમિ છોડી ભાઇને મદદ કરવા તે દોડયો. પ્રતાપની પાછળ દોડતા મોગલ સવારોને જોઈ શુક્તસિંહને વિચાર થયો, કે આ સવારો મારા ભાઇને પકડવા દોડે છે. તેથી તે બંનેને તેણે પોતાના ભાલા વડે ભૂપીતા કરી દીધા. પછી ભાઈને ભેટી તેની ક્ષમા માગવા આગળ વધ્યો. પાછળ શુક્તસિંહને દોડતો આવતો જોઈ પ્રતાપને વિચાર થયો કે આ વખતે ભાઈ વેર વાળવા માટે આવે છે, માટે કાંઈ ફીકર નહિ. અહીં ઉભા રહી એ શૂરાની સાથે યુદ્ધ કરી મરવું કે તેને મારવો એમાંજ શોભા છે. આમ વિચારી તે ઘોડા ઉપરથી નીચે ઉતરી ઉભો રહ્યો. શુક્તસિંહ પ્રતાપનો આ ભાવ સમજી ગયો, તેથી તેણે પોતાનાં હથિઆર ફેંકી દીધાં ને પછી ઘણા હેતથી પ્રતાપને આવી ભેટયો. આમ લાંબી મુદતે પણ વૈરભાવ વિસારી બંને ભાઈ એક બીજાને ભેટી આનંદ પામ્યા.

---

પ્રશ્નો.

૧ શુક્તસિંહ અકબરના પક્ષમાં કેમ ભરાયો હતો ?
૨ શા કારણથી તેને પ્રતાપ ઉપર પ્રેમ ઉત્પન્ન થયો ?
૩ પ્રતાપને તેણે શી મદદ કરી ?

---

# પાઠ ૪૩. યુધિષ્ઠિરનો બંધુપ્રેમ.

યુધિષ્ઠિર વિમાનમાં બેસી સ્વર્ગમાં ગયા. ત્યાં ગયા પછી તેમના પ્રેમાળ હૃદયમાં પોતાના ભાઈઓને જોવાની ઇચ્છા થઈ. તેમણે ઇંદ્રને કહ્યું કે મારે મારા ભાઈઓ પાસે જવું છે. ઇંદ્રે સમજાવ્યું કે હવે તમે તમારા ભાઈઓ સાથેનો સ્નેહ તજી દો. તે સઘળા સુખમાં છે. તમે પણ અહીં રહી સ્વર્ગનાં સુખ ભોગવો. યુધિષ્ઠિરે કહ્યું, મારા ભાઈઓ જ્યાં હોય ત્યાં મારે જવું છે. હું કોઇ પણ રીતે તેમનો વિયોગ સહન કરી શકીશ નહિ.

પછી નારદ સાથે તેઓ પોતાના ભાઈઓને ખોળવા માટે નીકળી પડયા. એવામાં દુર્યોધન તેમની નજરે પડયો. અહીં તેને અનેક પ્રકારનાં સુખ ભોગવતો જોઇ યુધિષ્ઠિરે પૂછ્યું, મહારાજ, આ ન્યાય કેવો? દુર્યોધન જેવા દુષ્ટને હું અહીં સુખ ભોગવતો જોઉં છું ને મારા ભાઈઓ દેખાતા નથી! નારદે કહ્યું, જે વધારે પાપી હોય છે તેને પહેલું સ્વર્ગ ને પછી નરક મળે છે, અને જે વધારે પુણ્યશાળી હોય છે તેને પહેલું નરક ને પછી સ્વર્ગ મળે છે. પછી યુધિષ્ઠિરને એક દૂત સાથે નરકના પ્રદેશમાં મોકલ્યા. ત્યાં બધે અંધકાર દીસતો હતો, દુઃખી પ્રાણીઓની ત્રાસજનક ચીસો સંભળાતી હતી અને ચારે તરફ દુર્ગંધ ફેલાઈ રહી હતી. યુધિષ્ઠિરથી અહીં ઝાઝી વાર થોભાયું નહિ. તેઓ

ત્યાંથી પાછા વળતા હતા, એટલામાં કેટલાક દુઃખી જીવો એમની આજુબાજુ ફરી વળ્યા ને બોલ્યા હે મહારાજ, આપ થોડી વાર અહીં ઉભા રહો. તમને જોવાથી અમને આનંદ થાય છે ને અમારાં દુઃખ પણ ઓછાં થાય છે. દયાળુ રાજા ત્યાં ઉભા રહ્યા ને બોલ્યા, તમે કોણ છો? ચારે તરફથી ગદ્ગદ્ કંઠે અવાજ થયો કે હું અર્જુન, હું ભીમ, હું સહદેવ, હું નકુળ, હું દ્રૌપદી. આ અવાજ સાંભળી યુધિષ્ઠિરનું હૃદય મમતા ને દયાથી પીગળી ગયું. તે દૂત પ્રત્યે બોલ્યા તું જ્યાંથી આવ્યો છે ત્યાં પાછો જા. મારે તારી સાથે આવવું નથી. મારા અહીં રહ્યાથી મારા દુઃખી ભાઇઓને સુખ મળે છે તેથી હું તો અહીંજ રહીશ. મારા ભાઇઓને અહીં મૂકી હું સ્વર્ગમાં સુખ ભોગવવા ઇચ્છતો નથી. યુધિષ્ઠિરનાં આવાં વચન સાંભળી ઇંદ્રાદિ દેવો ત્યાં આવ્યા. તે વખત એ સ્થળ નરક મટીને સ્વર્ગ બની ગયું. દેવોએ યુધિષ્ઠિરને કહ્યું, અશ્વત્થામા મરાયો એમ જુઠું બોલી તમે દ્રોણના મનમાં શંકા ઉત્પન્ન કરી હતી. એ પાપથી તમને આજ ખોટું નરક દેખાયું. દ્રૌપદી ને તમારા સર્વ ભાઈઓ સ્વર્ગમાં છે. તે સઘળા તમારી રાહ જુએ છે માટે ત્યાં ચાલો. આમ કહી દેવો યુધિષ્ઠિરને ત્યાં લઈ ગયા.

પ્રશ્નો.

૧ યુધિષ્ઠિરે ઇંદ્રને શું કહ્યું? ૨ નરકમાં તેમને કોણ મળ્યું?
૩ યુધિષ્ઠિરે પોતાની સાથેના દૂતને શું કહ્યું?
૪ દેવોએ આવી યુધિષ્ઠિરને શું કહ્યું?

## સંપ.

તન રોગી શીર શત્રુતા, ધન આવે ને જાય;
પણ જો સંપ કુટુંબમાં, શીતળ રહે સદાય.

દલપતરામ.

# પાઠ ૪૪. શેઠનું સ્વપ્ન.

કોઈ એક શેઠ રાતે સૂતો હતો. તેને સ્વપ્નમાં લક્ષ્મીએ આવીને કહ્યું કે હવે તારૂં પુણ્ય પરવાર્યું છે. તેથી હું થોડા દિવસમાં તારે ઘેરથી ચાલી જઈશ. માટે તારે મારી પાસેથી કંઇ માગવું હોય તો માગી લે. શેઠે કહ્યું ઠીક, કાલે વિચાર કરી માગીશ.

બીજે દહાડે સવારમાં શેઠ જાગ્યો. તેણે પોતાના કુટુંબનાં બધાં માણસોને રાતના સ્વપ્નની વાત કહી. પછી તેણે પૂછ્યું, કે આપણે જતી લક્ષ્મી પાસે શું માગીશું? આ સાંભળી એકે કહ્યું, કે હીરા, રત્ન વગેરે માગી લો. બીજાએ કહ્યું, અલંકાર, વસ્ત્ર વગેરે માગી લો. ત્રીજું કોઈ વિચાર કરી બોલ્યું, કે લક્ષ્મી જશે ત્યારે હીરા, રત્ન અને અલંકાર પણ રહેશે નહિ. માટે ખૂબ અન્ન માગી લો એટલે ભૂખે તો મરવું ન પડે. ચોથું કોઇ બોલ્યું, ભૂખ્યાં ભૂખ્યાં પણ પોતાના ઘરમાં પડી રહેવાય માટે સારાં સારાં ભવન માગી લો. પાંચમાએ કહ્યું, લક્ષ્મી જશે ત્યારે આપણા શરીરમાં જોર નહિ રહે માટે બેસવાને વાહન માગી લો. એ પ્રમાણે સૌ પોતપોતાની મતિ પ્રમાણે બોલ્યાં, પણ તે કાંઈ શેઠની નજરમાં ઉતર્યું નહિ. છેવટે સૌથી નાના છોકરાની વહુ બોલ્યાં

વિના બેઠી બેઠી સાંભળ્યા કરતી હતી તેના ભણી ફરીને શેઠે કહ્યું, બાપુ, તું પણ તારો મત આપ. એ સાંભળી તે બોલી, બાપા, હું તો જાણું છું કે લક્ષ્મી જવાની સાથે લક્ષ્મીના અંગની તમામ વસ્તુઓ માગશો તોપણ મળશે નહિ. માટે આપણા કુટુંબમાં સ્નેહ–સંપ રહે એવું માગો. કેમકે લક્ષ્મી ભલે જાય, પણ સ્નેહ–સંપ હશે તો લક્ષ્મીવાનના ઘરમાં જે સુખ નથી તે સુખ આપણે ભોગવી શકીશું. શેઠને અને બીજાં બધાંને આ વાત પસંદ પડી. તેથી તે માગવાનું ઠરાવ્યું.

બીજી રાતે શેઠ સૂતો એટલે વળી લક્ષ્મીએ સ્વપ્નામાં આવીને પહેલાંની પેઠે પૂછ્યું. શેઠે કહ્યું, હે લક્ષ્મી, તમે જ્યારે જવા માટેજ તૈયાર થયાં છો ત્યારે કૃપા કરીને અમને અમારા કુટુંબમાં સ્નેહ–સંપ આપો. અમારે બીજું કંઇજ જોઈતું નથી. આ સાંભળી લક્ષ્મી બોલી, શેઠ એમ છે ત્યારે તો હવે મારાથી નહિ જવાય. કેમકે તમે જે સ્નેહ–સંપ માગ્યો તેથી તો ઉલટી તમે મને તમારા ઘરમાં જકડીને બાંધી લીધી છે. મતલબ કે સ્નેહ–સંપ એજ લક્ષ્મીને સ્થિર કરનારૂં સાધન છે. આ દૃષ્ટાંત વિષે એક દોહરો પણ છે—

શેઠે સંપજ માગીઓ, કમળા કહે કરજોડી;
જતાં જઈ શકીએ નહિ, રાખી મારી મરોડી.

દૃષ્ટાંતશતક.

### પ્રશ્નો.

૧ લક્ષ્મીએ શેઠને શું કહ્યું ?
૨ ઘરનાં માણસોએ શું શું માગવાનું કહ્યું ?
૩ નાની વહુએ શું કહ્યું ?
૪ સ્નેહ—સંપ માગવાનું કારણ શું ?
૫ લક્ષ્મીએ શેઠને શું કહ્યું ?

## પાઠ ૪૫. શ્રીકૃષ્ણની વિષ્ટિ.

ઘણા દહાડા થયા પણ કૌરવો તરફથી સંદેશો ન આવ્યો ત્યારે યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણને જણાવ્યું, કે મેં માત્ર પાંચ ગામને માટે દુર્યોધનને કહેવડાવ્યું છે. તે છતાં પણ તે રાજી હોય એમ દેખાતું નથી. માટે હવે શું કરવું ? શ્રીકૃષ્ણે કહ્યું કે હવે હું જઈને સમજાવું ને જો તે ન માને તો પછી વિલંબ ન કરતાં યુદ્ધ આરંભવું.

પછી શ્રીકૃષ્ણ હસ્તિનાપુર ગયા. અહીં તેમના સત્કારને માટે સઘળું સજ કરી રાખ્યું હતું. સૌ શ્રીકૃષ્ણને લેવા સામા ગયા, પણ દુર્યોધન ન ગયો. શ્રીકૃષ્ણ નગરમાં આવ્યા ને ધૃતરાષ્ટ્રને મળ્યા. પછી દુર્યોધનના મહેલમાં ગયા. અહીં તેમને બેસાડ્યા ને મોં આગળ ફળફૂલ મૂક્યાં. શ્રીકૃષ્ણે તેમાંનું કંઈ લીધું નહિ. ત્યારે દુર્યોધન બોલ્યો કે કેમ આજે કંઈ રુચિ કરતા નથી ? શ્રી કૃષ્ણે ઉત્તર દીધો, કે જો કોઈ કોઈને ત્યાં જઈ તેને ત્યાં ખાનાપીવાનું કરે તો જાણવું કે તે બે મિત્ર છે, અથવા એકને બીજાની જરૂર છે, દુર્યોધને

કહ્યું, તમે મને મિત્ર કેમ નથી ગણતા ? શ્રી કૃષ્ણે કહ્યું, તું જ્યાં સુધી પાંડવોનું મન મનાવે નહિ ત્યાં સુધી તારે ને મારે મૈત્રી થનાર નથી. વળી જે કામને માટે હું તારી પાસે આવ્યો છું તે કામ મારી ઇચ્છા પ્રમાણે થયા વિના મારે તારા ઘરનું ખાવું ઘટિત નથી. આમ કહી તે ઊઠયા ને વિદુરને ઘેર જઈ રહ્યા.

બીજે દહાડે શ્રીકૃષ્ણ સભામાં ગયા. થોડીક વાર થઈ એટલે નારદ ને બીજા ઋષિઓ આકાશમાર્ગે સભામાં આવી બિરાજ્યા. પછી શ્રીકૃષ્ણ બોલ્યા, ઓ મહારાજ ધૃતરાષ્ટ્ર, હું પાંડવ કૌરવ વચ્ચે સંપ થાય તેને માટે અહીં આવ્યો છું. તેથી ઘણા શૂરવીર યોદ્ધાઓનો સંહાર થતો અટકશે. ભરતનું કુળ ધર્મસદાચરણને માટે વિખ્યાતિ પામ્યું છે. પણ તારા પુત્ર અધર્મ ને દુરાચારે વર્તે છે. હવે તેઓ સગાં સંબંધીઓનો નાશ કરવા ઇચ્છે છે. જો તમે યુદ્ધ કરવાની રજા આપશો તો પૃથ્વીનો પ્રલય થશે, ને ઇચ્છશો તો સમાધાન ઝટ થશે. શત્રુવટથી ને યુદ્ધથી લાભ થનાર નથી. પાંડવો કૌરવો કરતાં સોગણા વધારે બળીઆ છે. કૌરવ ને તેમના પક્ષના રાજાઓ દ્વેષબુદ્ધિ મૂકી દઈ સમાધાન ઇચ્છે તો કેવું સારૂં ! આપણે એ નિમિત્તે મોટો ઉત્સવ કરીએ. હવે પાંડવોએ મારી સાથે જે સંદેશો કહાવ્યો છે તે સાંભળો. મહારાજ, તમે અમારા પિતાને ઠેકાણે છો.

અમે તમને એમ ગણીએ છીએ ને તમે અમને પુત્ર પ્રમાણે ગણો. તમારી આજ્ઞા પ્રમાણે અમે બાર વરસ સુધી ગુપ્ત રહ્યા છીએ. તમારી સભાના સર્વ બ્રાહ્મણો જાણે છે કે અમે અમારૂં વ્રત પાળવામાં કંઈ ઊણું રાખ્યું નથી. અમને અમારા ભાગનું રાજ્ય પાછું અપાવો. દોષ અમારો છે કે કૌરવોનો, તેનો વિચાર તમારેજ કરવો. હવે હું મારા તરફથી છેલ્લું કહું છું, કે યુદ્ધ ન કરતાં સમાધાન આણવું એ ઉત્તમ પક્ષ છે. પાંડવોને અર્ધું રાજ્ય આપો ને પછી તમે સુખેથી રાજ્ય ભોગવો. ધૃતરાષ્ટ્રે કહ્યું, તમે જે સઘળું કહ્યું તે યથાર્થ ને સત્ય છે, પણ હું સ્વતંત્ર નથી. મારી ઇચ્છા પ્રમાણે હું કરી શકતો નથી. દુર્યોધન હઠીલો છે. તે મારૂં, ગાંધારીનું, વિદુરનું, ભીષ્મનું કે બીજા કોઈનું માનતો નથી. જો તમે એને સમજાવશો તો મારા ઉપર મોટો ઉપકાર થશે. પછી શ્રીકૃષ્ણે, ભીષ્મે, દ્રોણે ને ગાંધારીએ દુર્યોધનને બહુ બહુ સમજાવ્યો પણ તે સમજ્યો નહિ ને ક્રોધ કરી સભામાંથી ઊઠી ચાલતો થયો.

નર્મગદ્ય.

---

## પ્રશ્નો.

૧ યુધિષ્ઠિરે દુર્યોધન પાસે શી માગણી કરી હતી?
૨ તેમણે શ્રીકૃષ્ણને હસ્તિનાપુર કેમ મોકલ્યા?
૩ શ્રીકૃષ્ણે સભામાં શું ભાષણ કર્યું?
૪ તેમની સાથે પાંડવોએ શો સંદેશો મોકલ્યો હતો?
૫ દુર્યોધને એ વાત માની કે નહિ?

# પાઠ ૪૬. સંપ વિષે.

( કુંડળીઆ )

સંપ વધારો સુજન સૌ, ધારી મનમાં ધીર;
કુસંપ કષ્ટ પ્રમાણજો, સુધરેલા સૌ વીર;
સુધરેલા સૌ વીર, અધિક દુઃખ નડે કુસંપે;
કુસંપ જો કંઈ હોય, ત્યાંય શત્રુઓ કંપે;
ક્લેશવાન કુસંપ તજી, કંઇ કરો સુધારો;
જેથી થાયે સુખ, સજ્જનો સંપ વધારો. ૧

આળસ શત્રુ આપણો, તેને તજો પ્રસંગ;
ઉદ્યમ રૂપી મિત્રનો, કરવો રૂડો સંગ;
કરવો રૂડો સંગ, ઉમંગ ઉઠાવી ઉરેથી;
રેંશો ઠરી નિજ ઠામ, અહરનિશ વિગતે જેથી;
સંપાશ્રય શુભ થકી, સુખ પામે જામે જશ;
રાખો નહિ વિશ્વાસ, આપણો શત્રુ આળસ. ૨

કુસંપ કીધો રાવણે, રોળાયો રણ માંહી;
રાજપાટ ખોયું વળી, થયા શત્રુ સૌ ત્યાંય;
થયા શત્રુ સૌ ત્યાંય, કૌરવોનેજ કુસંપે;
જીત્યા પાંડવરાય, મહાન પ્રતાપી સંપે;
કૃષ્ણે કુસંપ કાજ, કંસ ઝાલી જીવ લીધો;
કંશ કારમો થયો, જે જને કુસંપ કીધો. ૩

જંગલમાં એકલ જુઓ, ઝાડ કદાપિ હોય;

આવરદા શો માત્ર છે, ચતુર વિચારો કોય;
ચતુર વિચારો કોય, પવનથી મૂળથી જાયે;
જો તરૂ જુથમાં હોય, તોજ બળવાળું થાયે;
તેમજ ન્યારો જંન, મૂળથી ભાગે પળમાં;
જેમ એકલું વૃક્ષ, નાશ પામે જંગલમાં. ૪

સંપ વિચારીને કરો, કહું વળી ધરી ધીર;
જેષ્ઠિકા જુથ હાથમાં, લઇને ભાગો વીર;
લઇને ભાગો વીર, કોઇથી નહિ ભગાયે;
જો ભાગો લઇ એક, તરત તે ભાગી જાશે;
એમ એકલો જન, ટકે નહિ જગમાં ભારી;
માટે જન જુથ મળી, કરો સૌ સંપ વિચારી. ૫

સંપે રાજય મળે રૂડું, સંપે પામે સુખ;
સંપે લક્ષ્મી આવશે, સંપે જાશે દુઃખ;
સંપે જાશે દુઃખ, સંપથી ધાર્યું થાશે;
સંપે જશ જામશે, સંપથી શત્રુ ત્રાસે;
કહે નાથજી કરે સંપ, તો જગમાં જંપે,
જુઓ કમોતે મુઆ, રાવ રાણાજ કુસંપે.

નાથજી નરસિંહરામ પંડયા.

---

| | |
|---|---|
| પ્રસંગ–સોબત | ન્યારો–એકલો; જુદો. |
| અહર્નિશ–રાત દહાડો | જેષ્ટિકા–લાકડી. |
| સંપાશ્રય–સંપનો આશ્રય. | જુથ–જથો; ટોળી. |

# સ્વદેશ પ્રીતિ.

જન્મભૂમિ જય માત ! ગુણગણના તુજ થાય ના;
હશે કોણ કમજાત ? માતૃભૂમિનું માન નહિ.

મણિકાન્ત.

# પાઠ ૪૭. એક બાળકની ગામ ઉપર પ્રીતિ.

યુરોપમાં હોલાંડ કરીને એક દેશ છે. તે દરીઆની સપાટીથી ઘણો નીચો છે. તેથી દરીઆનું પાણી દેશમાં ફરી વળતું અટકાવવા માટે ત્યાંના લોકોએ મોટો જાડો પત્થરનો કોટ બાંધેલો છે. એક દિવસ સાંજને વખતે હાન્સ વેડર નામનો એક આઠ વરસની ઉંમરનો છોકરો નિશાળેથી છુટીને ઘેર જતો હતો. તેણે પેલા કોટમાંથી એક કાણામાં થઈ પાણીની ધાર પડતી જોઈ. તેણે આજુબાજુ નજર ફેરવી પણ કોઈ માણસ આવતું જતું જણાયું નહિ. આથી તેને વિચાર થયો, કે સાંજ પડવા આવી છે તેથી આ કાણું કોઈના દીઠામાં આવશે નહિ. જો થોડી વાર સુધી આ પ્રમાણે પાણીની ધાર ચાલતી રહેશે તો જરૂર રાતની રાતમાં કોટ તૂટી સમુદ્રનું પાણી મારા ગામમાં ફરી વળશે. આમ વિચારી તેણે પેલા કાણામાં પોતાની આંગળી ઘાલી પાણીની ધાર પડતી અટકાવી. ટાઢથી ધ્રૂજતો તે આવી સ્થિતિમાં આખી રાત ઉભો રહ્યો, પણ ત્યાંથી જરાએ ન ખસ્યો! સવાર થતાં રસ્તે જતા આવતા માણસોએ આ વાત જાણી. તેમણે કારીગરોને બોલાવી કાણું પુરાવી દીધું. ધીમે ધીમે આ વાત આખા ગામમાં ફેલાઇ ગઇ. જે તે માણસો આ બાળકનો પોતાના ગામ પર આટલો બધો પ્રેમ જોઈ છક થઈ જવા લાગ્યાં. જાતે દુઃખ વેઠીને પોતાના ગામ-

નાં માણસોના જાનમાલને બચાવનાર આ વીર બાળકનાં આપણે જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે.

પ્રશ્નો.

૧ કાણું જોઈ છોકરાને શો વિચાર થયો ?
૨ તેણે પાણીની ધાર શી રીતે અટકાવી ?
૩ લોકો નગાઇ શાથી પામ્યા ?

## પાઠ ૪૮. જોન ઑફ આર્ક.

પ્રખ્યાત વીર બાળા જોન ઑફ આર્કનો જન્મ ફ્રાન એક ગામડામાં થયો હતો. ચૌદ વરસની ઉંમર સુધી તો તેને કંઈ કેળવણી મળી ન હતી. તે ઘરનું કામકાજ કરતી ને જંગલમાં ઘેટાંબકરાં ચારવા જતી. મૂળથીજ તેને પોતાના ગામ ને દેશ પર ઘણી પ્રીતિ હતી. પોતાના ગામના માણસોનું હિત થાય ને તેમની આબરૂ વધે એવાં કામ કરવાના વિચાર હંમેશાં તે કર્યા કરતી. જ્યારે તે ચૌદ વર્ષની ઉંમરની હતી ત્યારે અંગ્રેજોએ ફ્રાન્સ ઉપર ચડાઈ કરી. પોતાના દેશને માથે આવી પડેલી આ આફત જોઈ જોનની લાગણી દુખાઈ. પોતાના દેશનું રક્ષણ કરવા માટે તે વીર બાળાને શૂર ચઢયું ને તરત તેણે રાજા પાસે જઈ પોતાની ઈચ્છા જણાવી. રાજાએ તેને થોડા લશ્કરની સરદારી આપી

લડવા મોકલી. જોને બહાદુરીથી લડી અંગ્રેજ સેનાને ઠામ ઠામ હરાવી પાછી કાઢી ને પોતાના રાજાને ફરીથી ફ્રાન્સની ગાદીએ બેસાડયો.

જોનની આ દેશભક્તિથી રાજા પ્રસન્ન થયો. તેના મન પર તેની ઘણી અસર થઇ. પછી તેણે એક દરબાર ભરી સર્વના સાંભળતાં જોનની ઘણી પ્રશંસા કરી ને તેના કુટું-બને ઉમરાવ પદ આપ્યું. પછી રાજાએ કહ્યું, જોન ! તારી મરજીમાં આવે તે માગ.

જોન પગે લાગી બોલી મારા રાજા ! મારા પર જો તમારી પુરેપુરી મહેરબાની હોય તો કૃપા કરી મારા ગામડા ઉપરના કર સદાને માટે માફ કરો. રાજાએ કહ્યું, જાઓ તે માફ છે, બીજું કંઈક માગ. જોન બોલી હવે બીજું નહિ માગું. આપના આ વચનથી મારી જન્મભૂમિને જે લાભ થયો તેથી મને જે આનંદ થાય છે તેનાથી વધારે આનંદ મને બીજા કશાથી નહિ થાય.

પ્રશ્નો.

૧ જોન ઉપર રાજા શાથી પ્રસન્ન થયો ?

૨ જોને શું માગી લીધું ?

૩ તેના મનમાં ગામ ઉપરનો પ્રેમ ક્યારથી દેખાતો હતો ?

# પાઠ ૪૯. ગુણવંતી ગુજરાત.

( મ્હાડ–ગરબી )

ગુણવંતી ગુજરાત, અમારી ગુણવંતી ગુજરાત !
નમીએ નમીએ માત ! અમારી ગુણવંતી ગુજરાત !(ધ્રુવ)
મોંઘેરા તુજ મણિમંડપમાં આ ઝૂકી રહ્યાં અમ શીશ,
માત મીઠી ! તુજ ચરણ પડીને માગીએ શુભ આશિષ !
અમારી ગુણવંતી ગુજરાત !

મીઠી મનોહર વાડી આ તારી નંદનવનશી અમોલ;
રસ ફૂલડાં વીણતાં વીણતાં ત્યાં કરીએ નિત્ય કલ્લોલ !
અમારી ગુણવંતી ગુજરાત !

સંત મહંત અનંત વીરોની વા'લી અમારી માત;
જય જય કરવા તારી જગતમાં અર્પણ કરીએ જાત !
અમારી ગુણવંતી ગુજરાત !

ઉંડા ઘોર અરણ્ય વિષે કે સુંદર ઉપવન માંય;
દેશ વિદેશ અહોનિશ અંતર એકજ તારી છાંય !
અમારી ગુણવંતી ગુજરાત !

સરસરિતા રસભર અમીઝરણાં રત્નાકર ભરપૂર;
પુણ્યભૂમિ ફળફૂલ ઝઝૂમી, માત ! રમે અમે ઉર !
અમારી ગુણવંતી ગુજરાત !

હિંદુ, મુસલમીન, પારસી સર્વે, માત ! અમે તુજ બાળ;
અંગ ઉમંગ ભરી નવ રંગે, કરીએ સેવા સહુ કાળ !
અમારી ગુણવંતી ગુજરાત !

ઉર પ્રભાત સમુ અજવાળી, ટાળી દે અંધાર;
એક સ્વરે સહુ ગગન ગજવતો, કરીએ જયજયકાર !
અમારી ગુણવંતી ગુજરાત !

નમીએ નમીએ માત ! અમારી ગુણવંતી ગુજરાત !

**પ્રકાશિકા.**

---

## પ્રશ્નો.

| | |
|---|---|
| નંદનવન–સ્વર્ગનું વન | ઉપવન–બાગ |
| અમોલ–અમૂલ્ય | સરસરિતા–સરોવર અને નદી. |
| અહોનિશ–રાત દહાડો | રત્નાકર–સમુદ્ર. |

---

## સ્વામિ ભક્તિ.

"જે શૂરા રણ માંહી સ્વામી અર્થે,
પ્રાણાર્પણો આપતા,
ભર્તૃભક્ત કૃતજ્ઞ તે નર ખરા,
સ્વર્ગેજ સંચારતા;
જ્યારે કો રણધીર વીર અરીથી,
ઘેરાઇ ના નાસતો,
શૌર્યે ઘૂમી લડી પડે રણ મહીં,
તે સ્વર્ગમાં મા'લતો."

# પાઠ ૫૦ સ્વામીભક્ત બામની.

બામની નામે એક બાયડી હતી. અયોધ્યાના રહેતા એક અંગ્રેજ દાકતરને ઘેર એ રહેતી હતી. જયારે ત્યાંના દેશી સિપાઇઓએ બળવો ઉઠાવ્યો ત્યારે તે દાકતરે પોતાની બૈરીને ત્રણ છોકરાં સાથે એક ગાડીમાં બેસાડી લખનૌ મોકલી દીધી. પ્રસંગ ઘણો ભયંકર હોવાથી દાકતરની સ્ત્રી છોકરાં સિવાય બીજું કંઈજ ઘરમાંથી લઇ શકી નહિ. તેમને વિદાય કર્યા પછી દાકતર પણ ઘર છોડી ચાલી નીકળ્યો.

આ વખતે બામની શેઠના ઘરમાં હતી. ઘરનાં માણસો પોતાના જીવ બચાવવા ચાલ્યાં ગયાં પણ તે ત્યાંથી ન ખસી! શેઠાણી જે જગાએ ઘરદાગીના રાખતી તે જગા તેના જાણવામાં હતી. આથી સપાટાબંધ બધા દાગીના ભેગા કરી એક કપડામાં વીટાળી તે પોતાને ઘેર ચાલી ગઈ. થોડી વારમાં સિપાઈઓ ત્યાં આવી પહોંચ્યા ને તેમણે દાકતરનો બંગલો સળગાવી મૂકયો.

બામની જે દાગીના લઈ ગઈ તે તેના સિવાય બીજું કોઈ જાણતું ન હતું. તે એટલા બધા કીમતી હતા કે તેની ઇચ્છા હોત તો તે એ વડે આખી જિંદગી સુખચેનમાં ગુજારી શકત. પણ આવી લાલચથી તે લલચાઇ નહિ! તેનું અંતઃકરણ પવિત્ર હતું. શેઠ ઉપર તેની અગાધ પ્રીતિ હતી, તેથી

તેને એવો પ્રપંચ કરવો ન ગમ્યો. તેણે વિચાર્યું, કે આ દ્રવ્ય માટે શું મારે શેઠને દગો દેવો ? અરેરે, શેઠને વિશ્વાસ ઘાત કરી આ દ્રવ્ય હું રાખી લઉં તો પ્રભુ મારા પર રાજી કેમ રહે ! જેનું લૂણ મેં આજ સુધી ખાધું છે તેનો બદલો વાળવાનો આવો રૂડો પ્રસંગ હું ગુમાવું તો મારા જેવી બીજી નિર્ભાગી કોણ હોય ? આમ વિચારી તેણે સઘળું દ્રવ્ય શેઠને પાછું આપવાની દૃઢ પ્રતિજ્ઞા કરી. બામની ! બામની ! તારી આવી ઉમદા સ્વામિભક્તિનાં વખાણ અમે જેટલાં કરીએ તેટલાં ઓછાંજ છે.

ઘેર જઇ તેણે સઘળું દ્રવ્ય જમીનમાં દાટી દીધું. રાત દિવસ તે તેનું રક્ષણ કરતી. બીજા કોઇને તેણે ભરોસાથી એ વાત ન કરી. કારણ કે તે એમ જાણતી હતી કે બધાંનાં મન કાંઇ સરખાં હોતાં નથી. આમ એક વરસ વીતી ગયું બળવો શમી ગયો. દેશમાં બધે શાંતિ પ્રસરી. પેલો દાક્તર બીજી એક પલટણમાં દાક્તર તરીકે નીમાયો. જ્યારે એ વાત બામનીના જાણવામાં આવી ત્યારે તે તેમને શોધતી ત્યાં ગઇ, ને સઘળું દ્રવ્ય સંભાળપૂર્વક શેઠના હાથમાં મૂકયું. આ જોઈ શેઠ ને શેઠાણીના આશ્ચર્યને આનંદની તો સીમાજ ન રહી. તેમણે બામનીનાં ઘણાં વખાણ કર્યાં ને પ્રથમ-નાથી બમણો પગાર કરી પોતાને ઘેર રાખી. ધન્ય છે બામની જેવી સ્વામિભકત સ્ત્રીઓને !

### પ્રશ્નો

૧ આમની કોણ હતી?
૨ શેઠના ઘરમાં તે પાછળ શા માટે રહી?
૩ દ્રવ્ય જોઈ તેને કેવા કેવા વિચાર થયા?
૪ તેણે એ દ્રવ્યનું શું કર્યું?
૫ શેઠે તેનાં વખાણ કરી બમણો પગાર કેમ કરી આપ્યો?

---

## પાઠ ૫૧. સ્વામિભક્તિનું ઉમદા ઉદાહરણ.

છત્રપતિ શાહુ મહારાજાના મુખ્ય પ્રધાન પેશ્વા કહેવાતા એ તમે જાણો છો. એક વખત એ પેશ્વા શાહુ મહારાજાને માટે દિલ્હીના પાદશાહ પાસેથી ચોથ ઉઘરાવવાની સનંદ લેવા સારૂ દિલ્હીમાં ગયા હતા. મરાઠાઓને એવી સનંદ મળે એ વાત પાદશાહના કેટલાક સરદારોને ગમી નહિ; કારણ કે એથી મરાઠાઓની સત્તા વધી જવાનો અને પાદશાહની સત્તા નામની થઈ જવાનો તેમને ભય હતો. આથી એ લોકોએ નિશ્ચય કર્યો, કે ગમે તેમ થાય તોપણ પેશ્વાના હાથમાં એ સનંદ જવા દેવી નહિ. પછી તેમણે એવી ગોઠવણ કરી, કે દરબારમાંથી પેશ્વા જ્યારે એ સનંદ લઇને બહાર નીકળે, ત્યારે રસ્તામાં તેમના પર એકદમ હુમલો કરવો ને સનંદ છીનવી લેવી.

સરદારોની આ ગોઠવણ પેશ્વાના જાણવામાં આવી

ગઈ. તેમણે પોતાના નિમકહલાલ નોકર બાલાજી મહાદેવ ભાનુને આ વાત કરી, અને પૂછયું કે હવે આપણે શું કરવું ? સ્વામિભક્ત ભાનુએ જવાબ દીધો, કે ગમે તે જોખમે આપણે એ સનંદ લેવી તો ખરીજ. આ વખતે આપણી પાસે જોઈતા માણસો નથી, તેથી ખુલ્લી રીતે તેમની સામે થવામાં કંઇ લાભ થશે નહિ. તમારો પોશાક મને આપો. હું તે પહેરીને તમારી પાલખીમાં બેસી મુકામે જાઉં. એ લોકો મને પેશ્વા ધારી મારા પર હુલ્લો કરશે. તમે આ મારાં કપડાં પહેરી બગલમાં સનંદો ઘાલી બીજે રસ્તે થઇ ચાલ્યા જાઓ એટલે કોઈ તમારૂં નામ દેશે નહિ. આ પ્રમાણે ભાનુએ પેશ્વાને સનંદો સાથે સહીસલામત રવાના કર્યો. પછી પોતે પેશ્વાનાં કપડાં પહેરી પાલખીમાં બેસી ઉતારે જવા નીકળ્યો. રસ્તામાં મુસલમાન સરદારો રાહ જોઈ બેસી રહ્યા હતા. તેમણે ભાનુ પર એકદમ હુમલો કર્યો. એ હુમલામાં ભાનુ જો કે બહાદુરીથી લડયો, પણ એકલો હોવાથી ઘવાયો અને આખરે મુસલમાન સરદારોને સનંદોને બદલે સ્વામિભક્તિનું ઉમદા ઉદાહરણ આપી પરલોકમાં ચાલ્યો ગયો.

---

પ્રશ્નો,

૧ સનંદો છીનવી લેવાને સરદારોએ શી ગોઠવણ કરી હતી ?

૨ ભાનુએ પેશ્વાને શી સલાહ આપી ?

૩ એનું પરિણામ શું આવ્યું ?

# પાઠ ૫૨. હારરાવની સ્વામિભક્તિ.

જ્યારે ઘરડા શાહજહાન પાદશાહ માંદો પડયો ત્યારે શાહજાદા ઔરંગજેબે તેને પદભ્રષ્ટ કરી ગાદી દબાવી પડવાનો પ્રયત્ન કર્યો. તે વખતે બુંદીના હારરાવ ચત્તરસાલ દક્ષિણમાં ઔરંગજેબની સાથે સેનાપતિના પદ પર હતા. ઔરંગજેબની દુષ્ટ બુદ્ધિ પાદશાહના જાણવામાં આવી. તેથી તેણે પોતાના રક્ષણ માટે ચત્તરસાલને દિલ્હી બોલાવ્યા. આ વાત ઔરંગજેબના જાણવામાં આવી તેથી તેણે ચત્તરસાલને પોતાના પક્ષમાં લેવાને ઘણી લાલચો આપી ને બીજી તજવીજ પણ કરી, પણ તેમાં તે ફાવ્યો નહિ. સ્વામિભક્ત ચત્તરસાલ તેની આંખોમાં ધૂળ નાખી સપાટાબંધ દિલ્હી જઈ પહોંચ્યા.

થોડા વખત પછી ઔરંગજેબ અને મુરાદ મોટી સેના સાથે દિલ્હી આવવા નીકળ્યા. તેમને ખાળવા માટે વડો શાહજાદો દારા આખી પાદશાહી સેના સાથે ધોળપુર આગળ આવી ઉભો. તેના પક્ષમાં ચત્તરસાલ સામેલ હતા. બંને સેનાનો ભેટો થતાં તુમુલ યુદ્ધ મચ્યું. તે વખતે દારાના હાથીને અણધાર્યું એક તીર વાગ્યું. આથી તે હાથી ઉપરથી ઉતરી ઘોડેસવાર થઈ લડવા લાગ્યો, પણ તેને હાથી ઉપર નહિ દેખવાથી તેની સેના ભયભીત થઈ પાછી હઠી. આમ છતાં વીર ચત્તરસાલ અને તેમની સાથેના શૂરા હાર વીરો

ત્યાંથી એક ડગલું પણ પાછા ન હઠયા ! પોતાના સ્વામીને માટે અહીંજ પ્રાણ આપવો, અગર વિજય મેળવી પાછા ફરવું એવો નિશ્ચય કરી તેઓ ખુબ જોસથી લડવા લાગ્યા. તેમનું આવું અપૂર્વ પરાક્રમ જોઈ દુશ્મનો ચકિત થઈ ગયા. જો કે હાર વીરોએ અસંખ્ય મુસલમાનોને કાપી નાખ્યા, છતાં મુસલમાનોની સંખ્યા મોટી હોવાથી આખરે તેમનેજ જય મળ્યો. આ યુદ્ધમાં વીર ચત્તરસાલ, તેમનો પુત્ર ને તેમની સાથેના સેંકડો રજપૂતો સ્વામિધર્મ બજાવતાં બજાવતાં રણમાં પડયા ને તેમના પ્રાણ પરલોકમાં ચાલ્યા ગયા.

---

પ્રશ્નો.

૧ શાહજહાંએ ચતરસાલને દિલ્હીમાં કેમ બોલાવ્યા ?
૨ તેમને દિલ્હી જતા અટકાવવા ઔરંગજેબે શું શું કર્યું ?
૩ ચત્તરસાલ કેવા નિશ્ચયથી લડતા હતા ?
૪ એ યુદ્ધનું પરિણામ શું આવ્યું ?

---

## પાઠ ૫૩. દમરાજની મુંઝવણ.

ઈ. સ. ૧૭૯૦ માં રાજસ્થાનના પ્રસિદ્ધ મૈરતાક્ષેત્રમાં રાઠોડો ને મહાદજી સિંધિઆની સેના વચ્ચે જબરો જંગ મચ્યો હતો. તે વખતે કિશનગઢનો રાજા બહાદુરસિંહ રાઠોડોના પક્ષમાં રહી લડતો હતો. જે સમયે રાઠોડ

સેના વિજય મેળવવાની તૈયારીમાં હતી તે વખતે બહાદુરસિંહ ફુટીને મરાઠાઓને જઇ મળ્યો. આથી રાઠોડો હારી ગયા ને મરાઠાઓની જીત થઈ.

મરાઠા સૈન્ય ત્યાંથી અજમેર તરફ ચાલ્યું; કારણ કે તે વખતે અજમેર શહેર જોધપુરના રાજાના તાબામાં હતું. ત્યાં જોધપુરના રાજા તરફથી દમરાજ નામનો એક સુબો રહેતો હતો. આ વખતે રાઠોડ રાજા વિજયસિંહે વિચાર્યું, કે હવે આપણે કોઇ રીતે જીત મેળવી શકવાના નથી, ત્યારે તેણે દમરાજને લખી મોકલ્યું, કે તમારે હમણાં મરાઠાઓને કિલ્લો સોંપી દઈ તમારો બચાવ કરી લેવો. પોતાના સ્વામીની આવી આજ્ઞા સાંભળી દમરાજ વિચારમાં પડી ગયો. તે બહાદુર ને પરાક્રમી સરદાર હતો, તેથી તે યુદ્ધ કર્યા વિના મરાઠાઓને કિલ્લો શી રીતે સોંપી શકે ? એક તરફ કાયર બની મરાઠાઓને કિલ્લો સોંપી દેવો એ તેને ગમતું ન હતું, અને બીજી તરફ તેમની સામે યુદ્ધ કરી સ્વામીની આજ્ઞાનો અનાદર કરવો પણ તેને ન ગમ્યો. આમ સુડી વચ્ચેની સોપારીના જેવી તેની સ્થિતિ થઈ પડી. થોડી વાર સુધી વિચાર કર્યા પછી આ સ્થિતિમાંથી મુક્ત થવા માટે તે આત્મહત્યા કરવાના નિશ્ચય પર આવ્યો ! પછી તેણે રાજાને કહાવી મોકલ્યું, કે આપની આજ્ઞાનું પાલન કરવા ને મારી કીર્તિ ઉજજવલ રાખવા માટે મારે

આત્મહત્યાનો વચલો માર્ગ લેવો પડયો છે. આમ કહાવી તે હીરાની ભુકી ખાઇ મરણ પામ્યો. આ વાત જયારે વિજયસિંહના જાણવામાં આવી ત્યારે તેના હૃદયમાં કેટલું બધું દુઃખ થયું હશે, તેનું વર્ણન કરવા કરતાં માત્ર કલ્પના કરવી જ ઠીક થઈ પડશે.

---

પ્રશ્નો.

૧ રાઠોડ સેના શા કારણથી હારી ગઈ?
૨ બહાદુરસિંહે શો દગો કર્યો!
૩ દમરાજે શાથી આપઘાત કર્યો?

---

## પાઠ ૫૪. પ્રતાપનો પ્રલાપ.

### સોરઠા.

રે! રૂડા રૈવંત, પ્રતાપ કીધો પાંગળો;
ખરી ધરીને ખંત, અરીથી કરી અતિ વેગળો. ૧

ઓ મારા આધાર, પ્રતાપના દુઃખભાગીઆ;
પળ્યો કેમ આ વાર, સ્વર્ગમાર્ગ ઉતાવળો. ૨

અદેખાઈ આ વાર, રે શું આવી ઇંદ્રને!
તું જેવો તોખાર, તાણ્યો તેણે નિજ ભણી, ૩

ભમું ભૂમિતળ સર્વ, તુજ જોટો કયાં સાંપડે!
ગળીઓ મારો ગર્વ, ચેતક! તું કતકે જવે. ૪

તુજ કાયાની તોલ, માણેક મોતી તોળતાં;
જડે ન જોડ અમોલ, ચેતક! તારી જગ મહીં. ૫

સલિમ-હસ્તિ-શિર પાય, તલપી તેં નિજ ગોઠવ્યા;
એ સૌ સ્મરૂં જવ હોય, તવ ભડકો ભીતર ઊઠે. ૬

વિકટ વેળમાં ભ્રાત, મદદ કરી તેં મન દઈ;
ઘણી ઉગારી ઘાત, પ્રતાપની તેં પ્રીતથી. ૭

ઓ પ્રતાપની પાંખ, ચેતક ચંચળ ઘોડલા;
હવે ફરી આ આંખ, જડે ન તારા જોડલા. ૮

તુજ વોણો પરતાપ, પાંખ વગરનો પંખીઓ;
થયો છ ઉત્તર આપ, ખોંખારી ખાસી રીતે. ૯

અરીથી ધરી મુજ દૂર, મજલ મારી મોટી અતિ;
રે હું પાપી ક્રૂર, દીઠી તારી આ ગતિ! ૧૦

નિમકહલાલી કીધ, તેં શૂરાથી સોગણી;
મેં બરદાસ્ત ન લીધ, તારી બા'દુર બાપલા! ૧૧

પ્રતાપ નાટક.

---

રેવંત—તોખાર; ઘોડો.
સાંપડે—મળે.
કતેક—વખત વગર; સંકટ વખતે.
સ્મરૂં—સંભારૂં.
જવ—જ્યારે,
ભીતર—અંદર.
વો'ણો—વગરનો.

## ક્ષમા.

માફ કરીશું આપણે, બીજાઓના વાંક,
ઇશ્વર કરશે આપણા, વાંક માફ નહી શંક.

નર્મદાશંકર.

# પાઠ ૫૫. રાનડેની ક્ષમા.

સ્વર્ગસ્થ ન્યાયમૂર્તિ મહાદેવ ગોવિંદ રાનડેનું નામ આખા હિંદુસ્તાનમાં પ્રસિદ્ધ છે. આપણા દેશના વર્તમાન દેશભક્ત મહાપુરુષોમાં તેમની ઉંચી ગણના થાય છે.

એક દિવસ પ્રસંગ એવો બન્યો, કે તેઓ દિશાએ જઈ આવીને પગ ધોવાની જગાએ ઉભા હતા. તે વખતે તેમના ઘરનો નોકર નામે બજાણા કંઈ કામમાં ભળ્યો હતો. તેથી તેનું લક્ષ તેમના તરફ ન ગયું. થોડી વાર પછી જયારે બજાણાએ જાણ્યું, કે પોતાના જતા પહેલાં ઘણી વારથી શેઠ પગ ધોવાની જગાએ ઉભા છે ત્યારે તે ઝંખવાણો પડી ગયો ને ચુલા ઉપરથી ગરમ પાણી લઈ ઉતાવળો ઉતાવળો દોડયો. અતિશય ઉતાવળ ને ગભરામણને લીધે તે સમોવણ માટે ટાઢું પાણી ઉમેરવાનું ભૂલી જ ગયો. પેલું ગરમ પાણી તેણે શેઠના પગ પર રેડયું તેથી પગ દાઝયા ને ચામડી લાલચોળ થઈ ગઈ. આ વેદના તેમને કેટલાક દિવસ સુધી ભોગવવી પડી; છતાં તેમણે મુખ મલકાવીને માત્ર એટલુંજ કહ્યું, કે આટલી બધી શી ઉતાવળ? મારા પગ દાઝયા એવું ગાંડા જેવું શું કર્યું! બસ, આનાથી વધારે એક પણ શબ્દ તેમના મોંમાંથી ન નીકળ્યો, તો પછી ક્રોધ કરવાની તો વાતજ શી?

તેમની ક્ષમાનો બીજો એક પ્રસંગ નીચે વર્ણવ્યો છે. તેમના ઘરમાં એક બ્રાહ્મણ રસોઇઓ રહેતો હતો. તે ઘરમાંથી વખતો વખત નાની નાની ચોરીઓ કરતો પણ તે કોઇના જોવામાં આવતી નહિ. એક વખત લાગ જોઈ તેણે તીજોરીની કુંચીઓ લઈ તે ઉઘાડી ને અંદરનાં ઘરેણાં ઉપાડી જવાની તૈયારી કરવા માંડી. ઘરના નોકરોએ આ વાત જાણી એટલે તેને પકડયો. જયારે આ વાત રાનડેના જાણવામાં આવી ત્યારે તે જરાએ ગુસ્સે ન થયા. તેમણે એ બ્રાહ્મણને એક પણ સખત શબ્દ કહ્યા વિના પોતાના ખર્ચે એને ઘેર પહોંચતો કર્યો. ચાર હજાર રૂપીઆના માસિક પગારના જડજની આવી ક્ષમા અને ધીરજ જોઈ લોકો આશ્ચર્ય પામ્યા ને તેમનાં વખાણ કરવા લાગ્યા.

---

### પ્રશ્નો.

૧ બાજાબાએ શી કસુર કરી હતી ?

૨ રાનડેએ તેને શું કહ્યું ?

૩ રસોઇએ શો ગુનો કર્યો હતો ?

૪ રાનડે તેની સાથે કેવી રીતે વર્ત્યા ?

---

# પાઠ ૫૬. પીટર ને વહાણુવટી.

એક દિવસ રશિઆનો ઝાર મહાન પીટર વહાણુમાં બેસી દરીઆમાં મુસાફરી કરતો હતો. તે વખતે એકદમ દરીઆમાં તોફાન થયું ને વહાણુ ડાલમડોલ થવા લાગ્યું. પીટરે વહાણુ ચલાવવાની વિદ્યાનો સારી રીતે અભ્યાસ કરેલો હોવાથી એને એમ લાગ્યું, કે સુકાની જે રીતે વહાણુ હંકારે છે તે રીત ભૂલ ભરેલી છે. આ કારણુથી તે જાતે ઊઠીને સુકાની પાસે ગયો ને તેને સૂચના આપવા લાગ્યો. સૂચના આપતાં આપતાં પીટરે તેના હાથમાંથી સુકાનપોતાના હાથમાં લીધું. આથી સુકાની ગુસ્સે થઇ બોલ્યો, અલ્યા પીટર, ચાલ એક બાજુએ ખસ. તારા કરતાં મને ઘણી સારી રીતે વહાણુ ચલાવતાં આવડે છે. આમ કહી તેણે સુકાન પોતાના હાથમાં લઇ લીધું.

થોડી વાર પછી તોફાન બંધ થયું, ને વહાણુ સારી રીતે ચાલવા લાગ્યું. રશિઆના મહારાજાને કઠણુ વચન કહી તેમનો તિરસ્કાર કર્યો તે માટે હવે સુકાનીને ઘણો પસ્તાવો થવા લાગ્યો. તે રાજા પાસે જઈ ને હાથ જોડીને બોલ્યો, મહારાજા સાહેબ, હું નમ્રતાપૂર્વક મારા અપરાધની ક્ષમા માગું છું. પીટરે ઉદાર દીલથી જવાબ આપ્યો, કે તેં ક્ષમા માગવા જેવું કંઇ જ કર્યુ નથી, ઉલટું તે અમને તોફાનમાંથી બચાવ્યા તે માટે અમારે તારો ઉપકાર માનવો

ઘટે છે. આમ કહી તેણે પેલા સુકાનીને એક કીમતી પોશાક ભેટ આપ્યો ને સારી રકમનું પેન્સન પણ બાંધી આપ્યું.

પ્રશ્ન.

૧ પીટરે સુકાનીને શું કહ્યું ?
૨ તેણે શા કારણથી એમ કહ્યું ?
૩ સુકાનીએ ઝારને શું કહ્યું ?
૪ તે કેમ માફી માગવા લાગ્યો ?
૫ પીટરે તેને શું કહ્યું ને ભેટ શાથી આપી ?

# પાઠ ૫૭. માતાની શિખામણ.

એક વખત સર સૈયદ અહમદ જ્યારે સદર અમીનના હોદ્દા પર હતા ત્યારે તેમણે કોઇ માણુસ ઉપર ઉપકાર કર્યો હતો. કેટલાક સમય પછી એ માણુસ કૃતઘ્ન બની સૈયદ સાહેબની નિંદા કરવા લાગ્યો ને તેમની વિરુદ્ધ સરકારમાં નનામી જુઠી અરજીઓ પણ કરવા લાગ્યો.

ત્યાર પછી એક પ્રસંગ એવો આવ્યો, કે પેલા બદમાસે કેટલાંક અયોગ્ય કામ કર્યાં હતાં, તેના પુરાવા સૈયદ સાહેબના હાથમાં આવ્યા. વળી જે માજિસ્ટ્રેટની પાસે એ કામ ચાલવાનું હતું, તે પણ પેલા માણુસને સપાટામાં લેવાની ઇચ્છા રાખતો હતો. સૈયદ સાહેબે તેના પર વેર લેવાનો પુરેપુરો ઠરાવ કર્યો. આ વાત જ્યારે તેમની માના

જાણવામાં આવી ત્યારે તેમણે સહજ મુખ મલકાવીને કહ્યું, કે સૌથી સારી વાત તો એ છે, કે તે માણસને તમારે માફી આપવી. એમ છતાં જો તે માણસ પર તમારે વેર લેવાની ઇચ્છા હોય, તો તેને સર્વશકિતમાન હાકેમના ઈન્સાફ પર છોડી દો, કારણ કે તે દરેક નઠારાં કૃત્યની સંપૂર્ણ સજા આપી શકે છે. આપણા દુશ્મનોને દુનિયાના અશક્ત હાકેમોના હાથે બદલો અપાવવો એ તો મોટી મુર્ખાઈની વાત છે. માનું આ કથન સૈયદ સાહેબના મનમાં બરાબર ઠસી ગયું. તે પોતે કહે છે, કે આ બોલોની મારા મન પર એવી તો સજ્જડ અસર થઈ કે ત્યારથી તે આજ સુધી મને કોઈ પણ દુશ્મન ઉપર વેર લેવાની ઈચ્છા થઈ નથી, અને મને એવી આશા છે, કે કોઈ દિવસ તેમ થશે પણ નહિ. એટલુંજ નહિ પણ મારી માતાની શિખામણ ને લીધેજ હું એમ ચાહુ છું, કે ઈન્સાફને દિવસે પણ ઈશ્વર તેની પાસે બદલો ન લે.

---

પ્રશ્નો.

૧ સૈયદ સાહેબને વેર લેવાનો કેવો જોગ મળ્યો હતો ?
૨ તેમની માએ શી શિખામણ દીધી ?
૩ સૈયદ સાહેબ એ શિખામણ પ્રમાણે વર્ત્યા કે નહિ ?
૪ તે પોતે એ સંબંધી શું કહે છે ?

# પાઠ ૫૮. પાદશાહ ને કબીર.

આપણા દેશમાં પહેલાં કબીર નામના એક મહાન ધર્માચાર્ય થઇ ગયા. તે લોકોને ધર્મનો ઉપદેશ આપતા હતા. એક વખત કેટલાક નીચ માણસોએ પાદશાહ સિકંદર લોદીને સમજાવ્યું કે કબીરજી તો લોકોને ધર્મનો ખોટો ઉપદેશ આપે છે. આ કારણથી કબીરજી ઉપર પાદશાહની ભારે ઈતરાજી થઈ. પછી પાદશાહના હુકમથી તેમને પકડી દરબારમાં આણ્યા. બીજે દિવસે એક હોડીમાં પુષ્કળ પથરા ભરી તેમાં કબીરજીને બેસાડ્યા ને પછી હોડી નદીમાં મુકાવી. પથરાના ભારથી હોડી પાણીમાં ડૂબી ગઈ, પણ કબીરજી તો પાણી ઉપરજ રહ્યા !

ત્યારે પછી કબીરજીને એક ઝુંપડીમાં પુરી તે ઝુંપડી સળગાવી દીધી. બધું સળગી રહ્યા પછી જોયું તો કબીરજી માળા જપતા અંદર બેસી રહ્યા છે ! આથી પણ કબીરજીનું મોત ન થયું. આખરે તેમને હાથીના પગ તળે છૂંદી નાખવાનો પાદશાહે હુકમ કર્યો. સિપાઈઓએ તેમને પકડીને હાથી પાસે આણ્યા, પણ તેવામાં એક સિંહે અણચિંતવી તરાપ મારી હાથીને નસાડી મૂક્યો. હવે પાદશાહને ખાતરી થઈ, કે કબીરજી કોઈ સાધારણ માણસ નથી, પણ એક સંતપુરુષ છે. તેથી તે પગે ચાલી તેમની પાસે ગયો ને

તેમને પગે લાગી પોતાના અપરાધની માફી માગવા લાગ્યો. કબીરજી તો મોટા મનના હતા. પાદશાહના આ અપરાધને તેમણે મનમાં આણ્યો ન હતો. માયાળુપણાથી તે બોલ્યા, પાદશાહ, મને તમારા પર ક્રોધ ચઢયો નથી કે તમારો વાંક મારા મનમાં પણ આણ્યો નથી. હવે કહો કે માફ કરવાનું શું છે. માણસમાત્રે હંમેશાં ઉદાર દીલ રાખવું જોઈએ. જે માણસ આપણા માટે કાંટાનું બિછાનું પાથરે તેને માટે આપણે તો ફૂલનું પાથરવું ઘટે છે. પાદશાહને આ પ્રમાણે બોધ કરી કબીરજી પોતાના મુકામ પર ચાલ્યા ગયા.

---

પ્રશ્નો.

૧ પાદશાહે કબીરજીને શી શી સજા કરી ?

૨ પાછળથી તેને કેમ પસ્તાવો થયો ?

૩ તેણે માફી માગી ત્યારે કબીરજીએ શી શિખામણ દીધી ?

---

## પાઠ ૫૯. પાદશાહની ક્ષમા.

પોતાનામાં શક્તિ છતાં કોઇનો અપરાધ જતો કરવો તેનું નામ ક્ષમા. આ ગુણ સર્વે ગુણોમાં શ્રેષ્ઠ છે. ઈશ્વરી આજ્ઞા છે, કે જે કોઈએ તમારો વાંક કર્યો હોય તેને ક્ષમા કરવાની ટેવ પાડો. આ ઉપરથી હઝરત પેગંબર સાહેબ મહંમદે જ્યારે મક્કા જીતી લીધું, ત્યારે કુરેશના જે જે સરદારોએ તેમને ઘણાં દુઃખ દીધાં હતાં ને તેથી તેઓ ઘણો

ભય પામી ગયા હતા કે અમને હવે કોણ જાણે શુંએ કરશે, પણ તેમને છોડી મૂકયા, ને તેમનો વાંક ક્ષમા કરી દીધો. તે સાથે વળી વિશેષમાં શિખામણરૂપે કહ્યું, કે જેઓએ અમારી સાથે ભુંડાઇ કરી તેઓની સાથે અમે ભલાઇ વિના બીજું કાંઈ કરવાના નથી. તેમજ ખોટું બહાનું કાઢવાની ટેવ નહિ રાખીને માત્ર લોકોનું ભલું કરવું અને અમારે સારી રહેણી રાખવી એટલુંજ કરીશું. નીતિ જાણનારા કહી ગયા છે, કે

ગીતિ.

મોટો વાંક ઘણો કર્યો, તોપણ તેને ક્ષમે ક્ષમાવાળો;
તેની વડાઈ તેથી, અતિશય મોટી ખરેખરી ભાળો.

કહે છે, કે અરબસ્તાનના પાદશાહના કુટુંબીઓને કતલ કરીને એક અપરાધી તે પાદશાહની હજુરમાં પોતાની મેળે આવી રજુ થયો. તેને પાદશાહે કહ્યું કે આવું તારૂં બેધડકપણું જોઇને મને આશ્ચર્ય લાગે છે; કારણકે મારા કુટુંબ અને મારી બાબતમાં તેં ઘણો મોટો અપરાધ કર્યો છતાં પણ તું મારી શિક્ષાથી ન ડરતાં નિર્ભય થઈ ચાલ્યો આવ્યો. અપરાધીએ ઉત્તર આપ્યો, કે હું આ પ્રમાણે આપની પાસે ચાલ્યો આવ્યો ને શિક્ષાંનો ડર રાખ્યો નહિ તેનું કારણ એ છે, કે મારો અપરાધ મોટો છે, તોપણ આપનામાં ક્ષમા કરવાનો ગુણ છે તે તેના કરતાં પણ મોટો છે. આ તેનું બોલવું પાદશાહને પસંદ પડયું. તેથી તેનો વાંક ક્ષમા

કરીને તેના ઉપર કૃપા કરી. આવો પ્રસંગ જોઇને એક હજુરી- એ કહ્યું, કે આવા શત્રુને શિક્ષા કરવાનો લાગ મળ્યા છતાં આપે તેના ઠગાઈ ભરેલા બોલવાથી ઠગાઇ જઇને બદલો કેમ ન લીધો ? પાદશાહ કહે, કે ના, તેમ નથી. મેં મારા મનમાં એમ વિચાર્યું કે જો હું બદલો લઉ તો મારૂં મન ખુશી થાય, અને સંતોષ પામે, પણ જો ક્ષમા કરૂં તો તેથી તેનું મન ખુશી થાય એટલે મને કીર્તિ મળે ને પરલોકનું પુણ્ય પ્રાપ્ત થાય.

ક્ષમા આપતાં વાંકની, રસ મનમાં રેલાય;
શિક્ષા કરતાં થાય રસ, તે તેવો ન ગણાય.

પાદશાહી રાજનીતિ.

## પાઠ ૬૦. ક્ષમા વિષે.

( ભુજંગી છંદ )

ક્ષમા ગુણ મોટો ઘણો માનવીમાં;
નદી મધ્ય મોટાપણું જાહ્નવીમાં;
ક્ષમાથી બધે લોકનો લાવ લીજે;
ક્ષમા રાખવાથી રમાનાથ રીઝે. ૧

ક્ષમાખડ્ગ જો હાથમાં એક હોયે;
કહો શત્રુ તેને રહે કેમ કોયે;
ક્ષમાથી બધા વિશ્વને વશ્ય કીજે;
ક્ષમા રાખવાથી રમાનાથ રીઝે. ૨

ક્ષમા મેળવે માનવી એજ મોટું;
ક્ષમા ખોઇ તેનું થયું ખૂબ ખોટું;
ક્ષમાનો ખરો લેખ ચિત્તે લખો જે,
ક્ષમા રાખવાથી રમાનાથ રીઝે. ૩

ક્ષમા ગુણતો હેમમાં જેમ હીરો;
મહા મૂલ્યનો અંગ ધારે અમીરો;
ક્ષમા ગુણ તે ગર્થ મોટો ગણીજે;
ક્ષમા રાખવાથી રમાનાથ રીઝે. ૪

ક્ષમાનું ઘરેણું ઘણું શુદ્ધ શોભે;
ક્ષમાકારી ક્યાંહી કહો કેમ ક્ષોભે?
ક્ષમાથી બહુ બુદ્ધવંતા બનીજે;
ક્ષમા રાખવાથી રમાનાથ રાઝે. ૫

ક્ષમામાં વસે સુખનો સર્વ વાસો,
ખરેખાત સૌથી ક્ષમા ગુણ ખાસો;
ક્ષમા રાખવા રીત રૂડી રચી જે,
ક્ષમા રાખવાથી રમાનાથ રીઝે. ૬

જુગો જુગમાં જીવવા નામ જાણી;
વિશેષેજ આ અંતરે વાત આણી;
ક્ષમાનો પુરા પ્રેમથી સ્વાદ પીજે;
ક્ષમા રાખવાથી રમાનાથ રીઝે. ૭

ક્ષમાવંત અત્યંત આનંદ લાવે;
ક્ષમાવંતનાં કષ્ટનો અંત આવે;
ક્ષમા રાખી ભાવે પ્રભુને ભજી જે;
ક્ષમ. રાખવાથી રમાનાથ રીઝે. ૮

દલપતરામ.

મુંબઈ ઇલાકાના તથા વડોદરા રાજ્યના તેમજ જુનાગઢ વગેરે સંસ્થાનોના કેળવણીખાતામાં ઇનામ લાયબ્રેરી માટે મંજુર થએલું.

# નીતિવાચનમાળા.

## પુસ્તક ૧ લું.

### કિંમત ૦—૧—૬.

મજકુર પુસ્તક પ્રાથમિક શાળાઓમાં ભણનારાં નીચલાં ધોરણનાં છોકરાંને ઉપયોગી થશે એમાં કાંઈ સંદેહ નથી. નાનાં બાળકોને ઇનામ તરીકે આપવા લાયક પુસ્તકોની ખોટ ગુજરાતી સાહિત્યમાં છે, તે આવી જાતનાં પુસ્તકો પ્રસિદ્ધ થવાથી ઘણે ભાગે મટી જશે એમ હું માનું છું. તમારા પુસ્તકને નિશાળો તેમજ કેળવણીખાતા તરફથી યોગ્ય આશ્રય મળે એમ ઇચ્છું છું.

**રા. બ. જમિયતરામ ગૌરીશંકર શાસ્ત્રી, બી. એ.**

માજી એડયુકેશનલ ઇન્સ્પેકટર ઉત્તર વિભાગ.

તમારા તરફથી **નીતિવાચનમાળા** પુસ્તક ૧લું નામની નાની ચોપડી મળી. તેમાંથી બાર પંદર વાર્તાઓ હું વાંચી ગયો. વાર્તાઓ સારી લખાઇ છે. ભાષા સાદી ને છોકરાં સમજે તેવી છે. ઘણી વાર્તાઓ એવી છે, કે છોકરાંને વાંચવી તથા સાંભળવી ગમે.

**રા. રા. નંદનાથ કેદારનાથ દિક્ષિત. બી. એ.**

પ્રિન્સિપલ, સેકંડરી ટીચર્સ ટ્રેનિંગ કૉલેજ-વડોદરા.

તમારૂં **નીતિવાચનમાળા** પુસ્તક ૧ લું વાંચ્યું. ભાષા સાદી ને સરલ છે. તેમજ વાર્તાઓ બાળકોને રસ પડે એવી હોઈ પુસ્તક સર્વ રીતે બાળકોને લાયક છે. આવા બાળસાહિત્યની ઘણી ખોટ હોવાથી મારી ખાતરી છે કે આ પુસ્તક ઘણું ઉપયોગી થઇ પડશે.

સ્વ. ડૉ. ઠાકોરલાલ રણછોડલાલ પંડ્યા
એમ. એ, બી. એસ સી, પી. એચ, ડી.
પ્રિન્સિપલ, મેલ ટ્રેનિંગ કૉલેજ—પાટણ.

પુસ્તકમાં નાનાં બચ્ચાંને ગમે તેવી સહેલી ને બોધક વાતો આપેલી છે. તેમાંથી સાર ખેંચી શકાય ને બચ્ચાંની સ્મરણ શકિત તાજી કરી શકાય તેવી રીતે દરેક પાઠ નીચે એક બે સહેલા સવાલો પૂછેલા છે. ઇનામ માટે આ ચોપડી તદન લાયક છે.

મે, ૧૯૧૯ — સાહિત્ય.



મુંબઇ ઈલાકાના ને જુનાગઢ વગેરે સંસ્થાનોના કેળવણી
ખાતામાં ઇનામ લાયબ્રરી માટે મંજુર થએલું

# નીતિવાચનમાળા.

## પુસ્તક ૨ જું.

કિંમત ૦—૨—૯.

રા. ડાહ્યાલાલ વ્રજલાલ પંડિતે રચી પ્રસિદ્ધ કરેલું **નીતિવાચન-માળા-પુસ્તક** બીજું જોતાં જણાય છે કે તેમાં બાળકોને બોધ આપે એવી સરળ વાર્તાઓનો સંગ્રહ સારો કરવામાં આવ્યો છે. છપાઇ પણ ચોકખી છે. નીતિ તથા સદ્‌ગુણની છાપ બાળપણથીજ કુમળા મગજ પર પડવાથી તેની અસર જીવિતપર્યંત ટકી રહે છે અને તેને લીધે જીવન સન્માર્ગે દોરાય છે તથા આ લાભ લેનાર વ્યક્તિ પોતાનું તેમજ સમાજનું પણ કલ્યાણકર્તા નીવડે છે તેથી આવાં પુસ્તકોના ઉપયોગીપણા વિષે બેમત હોઈ શકેજ નહિ.

રા. ડાહ્યાલાલ ભવિષ્યની આપણી પ્રજાના હિતને માટે આ પોતાનો પ્રયત્ન ચાલુ રાખે છે તેને સારૂ તેમને ધન્યવાદ ઘટે છે.

રા. છગનલાલ હરિલાલ પંડયા, બી. એ.
ચીફ એજ્યુકેશનલ ઑફિસર
જુનાગઢ સ્ટેટ.

**નીતિવાચનમાળાના** પુસ્તક બીજામાં ખરેખર કાગળ તથા છપાઈ બંનેમાં સારો સુધારો કર્યો છે. વાર્તાઓ બધી સારી રીતે લખાઈ છે. ભાષા સરળ ને શીધી છે. વાર્તાના વિષયો પણ અનુકૂળ ને યોગ્ય છે. બાળકોને વાંચવાનાં પુસ્તકોમા આ બીજું પુસ્તક એક સારા પુસ્તકનો ઉમેરો કરે છે. દરેક નિશાળ ને દરેક ઘર એકેક નકલ તો રાખશેજ એવો મને ભરોસો છે.

રા. રા. હિંમતલાલ ગણેશજી અંજારિઆ,
એમ. એ. એલ એલ બી.
મ્યુ. ગુ. શાળાઓના સુપરિન્ટેન્ડન્ટ—મુંબઈ

---

**નીતિવાચનમાળા** પુસ્તક બીજું હું જોઈ ગયો છું. પાઠ સાદી ને સરલ ભાષામાં લખાએલા છે, તેથી પુસ્તક બાળકોને દરેક રીતે ઉપયોગી થઈ પડવા સંભવ છે. મારે વિશેષ કાંઇ સૂચના કરવાની નથી.

રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.
એમ. એ. એલ એલ. બી
જજ, સ્મૉલકૉઝ કોર્ટ—મુંબઈ.

પુસ્તકમાં નાનાં બચ્ચાંને ગમે તેવી સહેલી ને બોધક વાતો આપેલી છે. તેમાંથી સાર ખેંચી શકાય ને બચ્ચાંની સ્મરણ શક્તિ તાજી કરી શકાય તેવી રીતે દરેક પાઠ નીચે એક બે સહેલા સવાલો પૂછેલા છે. ઇનામ માટે આ ચોપડી તદ્દન લાયક છે.

મે, ૧૯૧૯ સાહિત્ય.

---

# નીતિવાચનમાળા.

## પુસ્તક ૩ જું.

શ્રીયુત. છગનલાલ હરિલાલ પંડયા—

એમની લખેલી પ્રસ્તાવના સહિત.

કિંમત ૦—૫—૦

**નીતિવાચનમાળા પુસ્તક ૩જું**—આ લઘુ પુસ્તકમાં કર્તાનો આશય બાળકોના કોમળ હૃદયપર દૃષ્ટાન્તદ્વારા વિવિધ સદ્ગુણોની સારી છાપ પાડવાનો છે ને તે માટે બાળકોનાં વય આદિ ધ્યાનમાં લઇ સરળ ભાષામાં ને સારા ટાઇપમાં સારી નીતિ વાર્તાઓનો ઠીક સંગ્રહ આપવામાં આવ્યો છે. વાર્તાઓનું ગુણો પ્રમાણે વર્ગીકરણ કરી, વચ્ચે વચ્ચે નાની કવિતાઓથી તે તે સદ્ગુણોનું સમર્થન કરવામાં આવ્યું છે. જે યાદ રાખવાથી હૃદયપર છાપ ઉંડી ને ચિરસ્થાયી રહે. વળી દરેક વાર્તા પછી થોડાક માર્મિક પ્રશ્નો મૂક્યા છે, જેથી આ પુસ્તકની ઉપયુક્તતામાં વધારો થાય છે.

આશય ઉત્તમ છે ને લેખક પોતે શિક્ષક છે; એટલે નીતિશિક્ષણની યોગ્ય સામગ્રી યોગ્ય રીતે નિવેદન કરવામાં આવી છે.

આવાં બાલોપયોગી પુસ્તકોની આપણા સાહિત્યમાં બહુ ખોટ છે ને તેથી આવાં પુસ્તકો સવિશેષ આદરણીય છે.

નીતિશિક્ષણના વિષયમાં આ પુસ્તક શિક્ષકને ઉપયોગી થઇ પડે એટલુંજ નહિ પણ બાળકોને રમતગમત વખતે કે રજાના તથા સુપર્વ દિવસોમાં વાંચવા માટે આવાં પુસ્તકો અમૂલ્ય છે; વિના સંકોચે તે તેમના કરકમળમાં મૂકી શકાય ને તેથી આવાં પુસ્તકો દરેક ઘરમાં ને દરેક બાલોપયોગી પુસ્તકશાળામાં હોવાં જોઇએ, તથા ઇનામ તરીકે છૂટથી અપાવાં જોઇએ એવો અમારો નમ્ર અભિપ્રાય છે.

અંતમાં આશા છે કે કર્તા પોતાનો આવો બાલોપયોગી સફલ પ્રયત્ન—ઉદ્યમ—જારી રાખી આપણી સાહિત્ય સમૃદ્ધિમાં સારી વૃદ્ધિ કરશે.

રા. રા. પોપટલાલ જવેરીલાલ યાજ્ઞિક, બી. એ.

શિક્ષક—ગવર્નમેન્ટ હાઇસ્કૂલ—નડિઆદ.

**નીતિવાચનમાળા**—પુસ્તક ૩ જું સદરહુ માળાના અગાઉ પ્રસિદ્ધ થએલાં બે પુસ્તકોના જેવું છે, અને તેમના જેવુંજ બાળકોને બોધદાયક અને રમુજ આપે એવું છે.

રા. બ. જમિઅતરામ ગૌરીશંકર શાસ્ત્રી. બી. એ.

માજી એડયુકેશનલ ઇન્સ્પેક્ટર—ઉત્તર વિભાગ.



**નીતિવાચનમાળા પુસ્તક ૩ જું**—નીતિશિક્ષણ શાળાના અભ્યાસક્રમમાં અગત્યનું સ્થાન ભોગવે છે. એ દૃષ્ટિએ વિચારતાં નીતિના પાઠોને લગતાં વાર્તારૂપ પુસ્તકો શિક્ષણનું એક અગત્યનું સાધન ગણાય. બાળકોના હાથમાં મુકાતાં પુસ્તકોમાંની ભાષા શુદ્ધ અને સાદી તથા રસમય સ્વરૂપની હોવી જોઈએ. આ પુસ્તક તેવા ગુણવાળું છે એમ હું માનું છું. કેટલીક વાર્તાઓ પુરાણો તેમજ જુના સંસ્કૃત સાહિત્યમાંથી લીધી છે તે અદ્યાપિ જીવન્ત સ્વરૂપમાં કાયમ રહેલી હોય તેવીજ આ પુસ્તકમાં પસંદ કરી છે. બીજી કેટલીક ઇતિહાસના વિષયને લગતી છે. જે સ્વરૂપમાં આલ્હાદક છે. ત્રીજો પ્રકાર કલ્પિત વાર્તાઓનો છે. આવી વાર્તાઓની પણ પુસ્તકમાં આવશ્યકતા છે.

વાર્તાઓ પસંદ કરવાનું કામ સહેલું નથી. તેની ઉપયોગિતા, રસિકતા અને વિવિધતા વિચારતાં આ પુસ્તકની વાર્તાઓ યોગ્ય સ્વરૂપની પસંદ કરી છે, એમ કહી શકાય. આવાં પુસ્તકોમા કવિતાઓનો સંગ્રહ પણ આવશ્યક છે. તેથી પુસ્તક આકર્ષક બને છે. પુસ્તકની ભાષા સાદી, સરલ ને પરિચિત શબ્દપ્રયોગવાળી છે. એકંદરે આ પુસ્તક નીતિશિક્ષણ માટે ઉપયોગી થઇ પડે એવા સ્વરૂપનું છે.

**રા. રા. જનુભાઈ અચરતલાલ સૈયદ, બી. એ.**
ફર્સ્ટ આસિ. માસ્તર, પી. આર. ટ્રેનિંગ કૉલેજ.
**અમદાવાદ.**

# નીતિવાચનમાળા મળવાનાં સ્થળ.

૧ કર્તા પાસેથી.

મુ. અંધારી ના. ઠાસરા.

૨ ઓરીએન્ટલ બુક ડેપો.

રતનપોળ નાકે—અમદાવાદ.

૩ સરસ્વતી બુક ડેપો.

નડિઆદ અને ગોધરા.

૪ ન્યુ ગુજરાત બુક ડેપો.

નડિઆદ.

૫ પટેલ બ્રધર્સ એન્ડ કંપની.

ઉમરેઠ.

અને જાણીતા સઘળા બુકસેલરો પાસેથી

